'હું મહાવીરનો પુત્ર છું,' એ વાક્ય દરેક જૈનોના હૃદયમાં કોતરાયેલ રહેવું જોઇએ.

શ્રી અ, સિ, આ, ઉ, સાધ, નમઃ

શ્રી.

# રાગદ્વેષનાં યજ્ઞકુંડમાં ભારતી સંતાનોનું બળીદાન.

લેખક, અને પ્રકાશક,

મંગળજી હરજીવન ચીતલીયા.

રે. રાજકોટ.

હાલ માંગરોળ બંદર—(સત્યપ્રકાસ, મનહરમાળા, ઇત્યાદિનાં કર્તા.)

વીર સં૦ ૨૪૪૩. વિ. સાં. ૧૯૭૩.

પ્રત. ૧૦૦૦, આવૃત્તિ ૧ લી.

લ્હાણી માટે યોગ્ય કમીશનથી આપીશું.

અમદાવાદ—શ્રી 'સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપી. પાંચકવા.

કિં. ૦-૩-૦.

મહાવીરનો પુત્ર કદિ પણ વ્હેમી, બીકણ, પક્ષપાતી, કે ખુશામતી હોયજ નહિ.

# ‘ સાહીત્ય પ્રેમીઓને ખુશ ખબર. ’

પુરૂષાર્થનો વ્યય કેવી રીતે કરવો જોઇએ; જીવન વ્યવહાર કેવા કર્ત્તવ્યથી ચલાવવાથી શાંતિ, સુખ, અને કીર્તિ મળી શકે; તેમજ સતી સ્રીઓ સત્યશીલ સાચવવા કેવી મુશ્કેલીઓ સહન કરે છે તે જાણવું હોય; અને વ્યભિચારીઓની દુર્દશા જાણવી હોય તો તમારે એકવાર ‘ **સત્યપ્રકાસ ભા. ૧. ૨.** ’ અવશ્ય વાંચવો. પાકું પુંઠું સુંદર કાગળ છતાં જુદા જુદા ભાગની કિ. ૦-૮-૦ છે. બને ભાગ ભેગા લેનારને ૦-૧૪-૦ લ્હાણી માટે અડધો ચાર્જ.

જૈનશાળાનાં વિદ્યાર્થિઓનાં મગજમાં ધાર્મિક વિષયોનો ઉંચ ભાવાર્થ ઉતારી તેને ઉંચ સંસ્કારી સાચા જૈન બનાવવા હોય તો આજેજ ‘ **પ્રતિક્રમણ** ’ એ નામનું પુસ્તક મગાવો અર્થ સહીત ગમત ની સાથે જ્ઞાન મળે તેવા સંવાદોની સંકલના કરવામાં આવી છે. છતાં કિ. ૦-૪-૦ જૈનશાળા તથા લ્હાણી માટે પચીસથી વધુ પ્રત મંગાવનારાઓ પાસેથી કિ. ૦-૩-૦.

સામાયિકનાં ખરા રહસ્યનું જાણપણુ કરી આત્મ નીરિક્ષણ કરવું હોય તો અમારૂં લખેલ ‘ **સામાયિક** ’ નામનું પુસ્તક મંગાવો. દરેક પાઠો નીચે સંવાદોની સંકલનાં કરવામાં આવીછે. અર્થ સહીત છતાં કિ. રૂા. ૦-૦-૯. સામટી પ્રત રૂા. ૩ ની ૧૦૦ પ્રત.

લખો.

મંગળજી હરજીવન ચીતલીયા.

માંગરોલ ( કાઠીઆવાડ ).

---

'હું મહાવીરનો પુત્ર છું,' એ વાક્ય દરેક જૈનોના હૃદયમાં કોતરાઇ રહેવું જોઇએ.

શ્રી અ, સિ, આ, ઉ, સાય, નમઃ

શ્રી.

# રાગદ્વેષનાં યજ્ઞકુંડમાં ભારતી સતાનોનું બળીદાન.


લેખક, અને પ્રકાશક,

મંગળજી હરજીવન ચીતલીયા.

રે. રાજકોટ.

હાલ માંગરોળ બંદર–(સત્યપ્રકાસ, મનહરમાળા, ઇત્યાદિનાં કર્ત્તા.)



વીર સં. ૨૪૪૩. વિ. સાં. ૧૯૭૩.

પ્રત. ૧૦૦૦, આવૃત્તિ ૧ લી.


લ્હાણી માટે યોગ્ય કમીશનથી આપીશું.


અમદાવાદ–શ્રી 'સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપી. પાંચકુવા.

કિં. ૦-૩-૦.


મહાવીરનો પુત્ર કદિ પણ વ્હેમી, બીકણુ, પક્ષપાતી, કે ખુશામતી હોયજ નહિ.

મહાવીરનો પુત્ર પ્રાણાંતે પણ આપખુદી સ્વિકારી શકશે નહીં.

મહાવીરના અનુયાયી બનવા માટે મારામારી કરવા કરતાં મહાવીરની જીવનરેખા જેવી સ્વ જીવનરેખા બનાવવા માટે જીજ્ઞાસુ બનવું એજ સાચા જૈનનું કર્તવ્ય છે.

# અર્પણ પત્રીકા.

## શ્રીયુત મહાશય શે. સા. કપુરચંદ જેઠાભાઇની મરહુમ ધર્મ પત્નિ બ્હેન શ્રી છબલ બ્હેન.

મુ. ધોળ.

આપ એક આદર્શ મહિલા રૂપે આ ભારત તળમાં પ્રકાસી રહી સ્વ કર્તવ્ય પોશક બનવામાં અહરનિશ ઉત્સુક રહેતા; સાધન હીન દુઃખી માનવ બાંધવોને યથાશક્તિ ગુપ્ત સહાય આપવા માટે દિન પ્રતિદીન કટીબદ્ધ રહેતા; અને સાહિત્ય ક્ષેત્રમાં લક્ષ્મી બિજનું યોગ્ય વાવેતર કરવા માટે સ્વાત્મભોગ અર્પી તેનાં મધુર ફળોનું દિગ્ દર્શન કરવા સદાને માટે જીજ્ઞાસુ રહેતા. તેથી આકર્ષાઇ આ લઘુ પણ ઉપયોગી પુસ્તક હું આપના સત્ ચિદાનંદ સ્વરૂપી આત્માને અર્પિ કૃતાર્થ થાઉંછું.

લી. હું છું આપના અમર
આત્માનો શાન્તિ ઇચ્છક
ધર્મ બંધુ.

**મંગળજી હરજીવન ચીતલીયા.**

# આભાર પત્રિકા.

---

## ગોંડળ સંપ્રદાયનાં નામથી ઓળખાતા શ્રીમાન મહાત્મા રત્ન શ્રી ૭ સુંદરજી સ્વામીનાં અભ્યુદયોત્સાહી મરહુમ શિષ્ય મુનિશ્રી ચત્રભુજજી સ્વામી.

---

આપે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિનો ક્ષય કરી પવિત્ર જૈનધર્મની સંપુર્ણ સેવા બજાવી છે; સત્યા અવલંબી બની જાહેર હિમત વડે સામાજીક સડો દુર કરવામાં સ્વાત્મભોગ આપેલો છે; અને વિશાળ દૃષ્ટિથી એક બીજાનાં વિચારોની આપ લે કરી જૈનેત્તર વિદ્વાનોનાં હૃદયમાં જૈન ધર્મની સ્તુત્ય છાપ બેસાડી છે. તેથી આકર્ષાઇ મુખ્યત્વે કરીને જૈન સમાજપર થએલા આપનાં અવાચ્ય ઉપકારોનાં પ્રતિ દૂનિ રૂપે એક જૈન સમાજની વ્યક્તિ તરીકે આપનો આભાર માનવાની તિવ્ર ઇચ્છાને હું રોકી શકતો નથી.

લી. હું છું આપનાં અમર
આત્માનો શાન્તિ ઇચ્છક

સેવક,

**મંગલજી હરજીવન ચીતલીયા.**

# બ્હેન શ્રી છબલ બ્હેનની જીવન રેખાનો કિંચીત આભાસ.

### શાર્દુલ. (અંતર લાપિકામાં)

શ્રી સૌભાગ્યવંતી સતિ સુગુણીતું, રે ચાલી આ સ્વર્ગમાં;
મનમાંથી ન વિસરે સદૈવ તું, સમરૂં સતિ સર્વદા.
તિહુ જગમાં નવ તું મલે અરે કદિ, રે સુગુણી એ શારદા;
સહુ જનને સુખ આપવા સતત તું, રે ચાહતી સર્વદા.........૧

તિહુ જોગે નવ દુભવ્યા કદિ અરે, કોઇ પ્રાણીને લેશથી;
બેહુ પક્ષતણી સદૈવ કીરતીમાં, તેં વૃદ્ધિમાં મતિ ધરિ.
નદીઓમાં વર્ષારૂતુ વિષે વલી, જયમ પૂર આ ઉછળે;
છન છન છીન હૃદય તો વિરહથી, ભાળે અરે દુઃખથી.........૨

બહુ મુજને સુખ આપવા હૃદયથી, તું ચાહતી રે હતી;
લક્ષ ધરિ વિનયો વિષે મતિ ધરી, ધર્મે પરાયણ અતિ.
નો મમતા ધરી મનથકી કદી અરે, શું વર્ણવું જીભથી;
સ્વ પરહીત સદા ધરિ મન મહીં, કીરતી વધી જગતમાં......૩

રગતાં દેખી દીનોતણાં દુખડલાં, રે ભાંગતી સર્વદા;
મારાથી સુખ થાય સર્વ જનને, એહવી વૃત્તિ ચીત્ત ધરી.
વાણી વિદ્યા વિનયમાં ચતુરતા, રે શું કહું હું કથી;
સમતાથી મમતા તજી મનથકી, તેનાં કદિ વીસરે................૪

હોયે જો કંઇ જીંદગી જગમહિં, તો સાધનો મેળવી;
જોતાં આ જગમાં અરે બહુ પરે, રે કાળ સહુ ખાય છે.
માયાને મમતા તજી મન થકી, બંધાઇ નાં મોહમાં;
ઉત્તમ કાર્ય કરી અને જગતમાં, રહેતું સદા ધર્મમાં........૫

---

## શાર્દુલ વીક્રિત વૃતમ્.

રે વહાલી મુજ બેનડી સહોદરી, સૌભાગ્યથી ખીલતી;
મીઠા મંજુલ શબ્દ રે સદૈવ તું, ગરજાવતી તું હતી.
માતા બેન પીતા અને પતિતણી, તું સેવના ઇચ્છતી;
વ્હાલી નાની બેનનો વિયોગ હૃદયે, રે સાંભળે છે અતિ......૧

બાલુડાં કુમળાં રૂડાં ફુલશમાં. તેની ન ચિંતા ધરી;
સ્વર્ગતણાં સુખને વિષે મતિ ધરિ, રે વિસરી તું કદિ.
પણ તુજ બાલક *બાબુ ને દિલધરિ, રહેવું હતું આંહીયાં;
સ્વર્ગથકી અધિકું સદા સુખ તને, *રેવા સદા આપતિ........૨

અણ ચીંત્યું તુજ ગમન આ હૃદયને, ચીરે બહુ દુ;ખથી;
થોડા દિનતણાં પ્રસંગ સમયે, તું દૂર બેઠી જઇ.
અન્ત સમે ન મીલાપથી હૃદય આ, રે ઉછળીને દમે;
રે બેની તુજ તનયની તથા સરવની, ચીંતા ન લેશે ધરિ......૩

નાના એમ બને નહિ તુજ થકી, જાવું તજી સ્નેહને;
સ્વર્ગ થકી અધીકું સદા સમજતી, ધર્મે પરાયણ અતિ.
કુદરતે નિરમાણ જે કરેલ તે, તે ના બને અન્યથા;
જીવવું માનવનું રહ્યું ક્ષણીક આ, ત્યાં ધારવી શું ઇચ્છા......૪

તારો વાસ થયો જ્યાં ત્યાં કણે, તું શાન્તિમાં ત્યાં રહિ;
સુખ શાંતિ વિષે સદૈવ વસજે, આનંદથી ત્યાં કણે.

---

*બાબુ અને રેવાકુંવર એ તેમના ફરજનો હોવાથી તેને સંબોધીને કહેલ છે.

ચીંતા કોઈની ના ધરિશ હૃદયમાં, રે એટલું વીનવું;
જે નિરમાણ થએલ છે સંચીતમાં, તે ના ફરે કોઇથી......૫

જીંદગી માનુષની નહિ અચળરે, પુરૂષાર્થ તે શું કરે;
લેણાદેવી તણા સબંધ તૂટતાં, કોઇ રહે ના કદિ;
તિર્થંકર ચક્રિ મહાન ભૂપતિ, તે કાળ સહુ ખાય છે;
રે તેવું સહુ સમજીને મનથકી, શું શોકથી રે સરે........૬

---

# 'હેતુ'

સાંપ્રતકાળે જૈન સમાજમાં અનેક મહાત્માઓ, વિદ્વાનો, વક્તાઓ, અને પંડીતો હોવા છતાં તે સમાજ રાગદ્વેષની ભયંકર ચીતામાં ભસ્મિભુત થવા માટે અંધશ્રદ્ધા, જોહુકમી, જડતા, અને પક્ષપાત રૂપી અમાવાસ્યામાં અથડાઈ ખુશામત અને આપખુદી દ્વારાએ 'જન' તરીકેનું કર્ત્તવ્ય કરવા કિંચીત માત્ર પણ પાછી પેની નહિં ભરવાની તિવ્ર ઇચ્છા ઉદયમાન થતા એક વ્યક્તિ તરીકે હૃદય દગ્ધ થવાથી ઉક્ત પુસ્તકની હયાતી સ્વિકારવી પડી છે.

આ પુસ્તકમાંનું કોઇપણ લખાણ કોઈપણ અમુક વ્યક્તિને ઉદ્દેશી તેનાં પર આક્ષેપ મુકવાનાં આશયથી લખવામાં આવ્યું નથી; પરન્તુ સમસ્ત જૈન સમાજને ઉદ્દેશીનેજ લખવામાં આવેલ છે. માટે મહેરબાની કરી કોઇપણ અમુક વ્યક્તિએ સ્વશિર પર ઓઢી લેવા તકલીફ સેવવી નહીં.

ઉક્ત લખાણથી સમાજને કદાચ શરમાવાનું બનતું હોય તો તે સમાજે અર્થનો અનર્થ કરી લેખક પર તુટી નહિં પડતા પોતાની ભુલ પોતે કબુલ કરી 'હવેથી જાગ્યા ત્યાંથી સવાર માની' કર્તવ્ય ક્ષેત્રમાં કેસરીયા કરી કુદી પડવાની ખાસ આવશ્યકતા છે. યાદ રાખવાનું છે કે 'પ્રેમ અને ઉત્સાહ જરૂર વિજય અર્પશે.'

સત્તા અવધાની વિશુદ્ધ મહાત્મા રત્નચંદ્રજી ખરૂંજ કહે છે કેઃ—

### શિખરણી છંદ.

ખરા વેગે જેની, ગતિ થતિ હતિ ઉન્નતિ દિશે;
અહાહા! તે નાવા, અવનત્તિ ગતિમાં જતી દિશે.

નથી શું નાવીકો ! પવન બદલ્યો કે સઢ ગયા ?

ફુટી છે શું નાવા ! જીનવર બતાવો કરી મયા.

જેમ મુળ વસ્તુને કેટલાએક પ્રશંસનીય ચિત્રકારો પોતાની સુંદર પીછીવડે વિભુષિત બનાવે છે તેમ આ પુસ્તક ને 'કચ્છ મોટી પક્ષનાં અભ્યુદયોત્સાહી વીર મુનિરત્ન નાગચંદ્રજી સ્વામી તથા કોવિદ વર્ય હૃદય શુદ્ધ પવિત્ર મુનિશ્રી ત્રીલોકચંદ્રજી સ્વામી એ સંપુર્ણ ઉત્સાહથી પોતાનાં કીમતી ટાઇમનો ભોગ આપી કેટલીએક ખામીઓ દુર કરી વિભુષિત બનાવેલ છે. તેમજ ઉપોદ્ઘાત પણ લખી આપી આ પુસ્તકની સુંદરતામાં વધારો કર્યો છે તે માટે ખાસ અંતઃકરણ પુર્વક તેઓશ્રીનો હું ઉપકાર માનું છું.

સદરહુ પુસ્તકની હસ્ત લીખિત પ્રત વાંચી યોગ્ય સૂચના કરનાર મુનીશ્રી ગીરધરલાલજી સ્વામીનો પણ ઉપકાર માનવાની તિવ્ર ઇચ્છાને હું રોકી શકતો નથી.

ધોરાજીનાં સાહીત્ય પ્રેમી દાનવીર મહાશય શે. સા. કામદાર પોપટભાઇ નેમચંદ ભાઇએ આ પુસ્તકની હસ્ત લીખીત પ્રત વાંચ્યા પછી યોગ્ય કાર્યની યોગ્ય કદર કરવા માટે ૨૦૦) પ્રત ભરાવી જે સહાયતા આપી છે તે ખાતે તેઓશ્રીનો પણ હું ખાસ સહૃદય ઉપકાર માનુછું.

લી. સમદૃષ્ટિનો સેવક,

મંગલજી હરજીવન ચીતલીયા.

# ઉપોદ્ઘાત.

## ॐ श्रीँ माहावीराय नमः

રાગદ્વેષ એ બન્ને દોષો આપણને જેટલે દરજે દુઃખકર અને વિઘાતક નથી તે કરતાં અનંત કોટી રાગ કે દ્વેષનો સંયોગ–સહવાસ જે પ્રકારે જે રીતે જ્યારે થાય ત્યારે તે પ્રકારે તે રીતે બાધક, વિડંબક, વિનાશક અને સ્વરૂપ સ્થિતિ ભંજક તેટલે દરજે થાય છે. સંયોગ થતાં વિકૃતિ થાય છે, વિકૃતિ થતાં વિકાર થાય છે, વિકારથી પ્રમાદ, પ્રમાદથી અજ્ઞાન, મોહ મિથ્યાત્વ આદિ દોષો ઉદ્ભવે છે. એક વખતે જો દોષનું સેવન થયું, તેથી કર્મનો બંધ થયો, તે કર્મની સ્થિતિ એ આપણને ભોગવવા રૂપ પરિણામ આપ્યું. કર્મ ભોગવ્યું, એટલે એક કર્મ બંધી સ્થિતિ ઉદયમાં આવતા ભોગવતાં અનેક કર્મ પ્રકૃતિનો યોગ ઉત્પન્ન થાય છે; તેથી એ કર્મ ભોગવતા ભોગવતા ઉદયમાન કે અનુદયમાન અનેક કર્મો ભોગવવા સાથે અનેક કર્મોનો નૂતનબંધ અનેક પ્રકારે બાંધે છે. આનું પરિણામજ સંસાર પરિભ્રમણાત્મક આવે છે.

ગુણની કાળી બાજુ એજ દોષ છે. ગુણ જ્યાં લગી પોતાનાં સ્વરૂપમાં રહે ત્યાં લગી ગુણ તરીકે ઓળખી શકાય પણ ગુણ જ્યારે પરભાવનાં રૂપમાં વિક્રિયા પામે છે ત્યારે તેને દોષ યા અવગુણ તરીકે ગુણજ્ઞ પુરૂષો ઓળખાવે છે. દરેક ગુણનો પ્રતિ

સ્પર્ધી ગુણુ શાસ્ત્ર વાંચતા–શ્રવણુ કરતાં–યા વિચારતાં શોધી શકાશે. જેમકે સત્યનો અસત્ય, બ્રહ્મચર્યનો વ્યભિચાર, સંતોષનો લોભ, ઉપસમનો કામ વિગેરે વિગેરે પ્રતિસ્પર્ધિ ગુણુ–દોષ જોઇ શકાશે.

'રાગ' એ એકજ વસ્તુ છે, પરન્તુ રાગ પોતાનું રૂપ બદલે છે એટલે દ્વૈષ રૂપ પરિણુામે છે. રાગ એ દ્વૈષનું રૂપ ગ્રહણુ તત્કાલ કરી લે છે. તેથી એને શાસ્ત્રકાર પુરૂષોએ સાથેજ રાગદ્વૈષને બોલાવેલ છે. સાધનો મળતાં ચિત્તવૃત્તિ રાગનું રૂપ છોડી દ્વૈષ રૂપે પરિણુમે છે. સુખ, પ્રિય, મોહ, આશા, અનુકુળતા, ઇત્યાદિ અવસ્થાએ રાગ ઉપજે છે. પ્રતિકુળતા, દુઃખ, ખેદ, ક્રોધ, માયા ઇત્યાદિ અવસ્થા દ્વૈષની છે. અનુકુળ સાધનો મળતાં રાગનો ઉદ્ભવ થાય છે. પરન્તુ રાગનાં કારણો દ્વૈષ રૂપે અને દ્વૈષનાં કારણો રાગ રૂપે એમ એક બીજામાં એક બીજાનાં કારણો સંક્રમે છે.

શાસ્ત્રજ્ઞ પુરૂષો વદે છે કે-દ્વૈષનો જય જેટલો સુલભ છે. તેટલો રાગનો જય સુલભ નથી. મિથ્યાત્વ મોહનો નાશ કરવો સુગમ છે, પરન્તુ સમકિત મોહિની કર્મનો ત્યાં જય કરતા પરમ પુરૂષો પણુ પોતાનાં પદથી ભ્રષ્ટ થયા છે. કુ શાસ્ત્રનો સંસર્ગ એક પલમાં તજી શકાય છે પરન્તુ 'શાસ્ત્ર વાસના' કોટી કલ્પે તજવી દુરાધ્ય છે. કારણુ કે રાગની સોબતનું એ પરિણુામ છે. આટલી વાત રાગદ્વૈષની મુળ બાબત માટે કહી હવે આ લેખ પરત્વે જે વાત સ્પષ્ટ કરવાની છે તે પરત્વે પ્રયત્ન સેવીશ.

"એમર્શન" નામક પશ્ચિમ વિદ્વાન કહે છે કે–આપણાં હૃદયમાં કાર્ય પરિણુતીનાં જે વિચારો ઉત્પન્ન થયા તે વિચારો જેમનાં તેમ ચમે તેવા કારણુથી એટલે લોકડરથી- દાબી દે તો તેને વિચાર ખુની

જાણુવો. વિચારનું ખુન કરવું એને પરમાત્મા શ્રી મહાવીર કહે છે કે સત્ય વિચારનો ખુન કરનાર આત્મઘાતી પુરૂષ બરાબર છે. આત્મઘાતી સમાન કોઇ દોષી નથી એમ કહી નીતિકાર કહે છે કે આત્મઘાતી તે મહાપાપી છે.

અનુભવ એમ શિખવે છે કે જે વસ્તુ જેટલા પ્રમાણુમાં દેશ કાળને અનુકરણુ હોય તે વસ્તુ તેટલા પ્રમાણુમાં કુદરતતરફથી કે પ્રયત્નનાં સાધનથી પ્રાપ્ત થાય તો જ જનસમાજ સ્વશક્તિનો વિકાશ કરી શકે. વિકાશક પુરૂષને અનુકુળ સાધનોને માટે રાહ જોવાની જરૂર રહેતી નથી. અર્થાત પ્રયત્ન શીલ પુરૂષનાં પ્રયત્નની પાછળ પ્રારબ્ધનો યોગ અનુકુળ છે. સ્વશક્તિનો સંપૂર્ણુ ઉપયોગ થતા દેશ કાળને યાને કહો કે કુદરતને સ્વત; અનુકુળ થવાની જરૂર રહે છે અને થાયછે જ. પૂર્ણુ વિદ્વાન હોય, શ્રીમાન હોય, વજ્ર રૂષભ નારાચ સંઘયણુ હોય, બહોળો કુટુંબી હોય, કાર્ય કરી શકવાની શક્તિ હોય ઇત્યાદિ સાધનો આપણે ઇચ્છીએ તેવા હોય, તોજ સંઘસેવા, દેશ સેવાદિ કાર્યો થાય; નહિતર નજ થાય. આવી માન્યતા વાળાઓને કાર્યની યોજના, સ્વશક્તિપર દ્રઢ વિશ્વાશ કોઈ દી આવી શકે એમ નજ માની શકાય.'સમાજ સેવક'નુ કાર્ય એ છે કે પોતાની બુદ્ધિ, શક્તિ, સંયોગ, સાધન, જેટલા પ્રમાણુમાં મળ્યા હોય તેટલા પ્રમાણુમાં પવિત્ર, નિશ્વાર્થ બુદ્ધિએ પૂર્ણુ જીગરથી કાર્યપર લક્ષ રાખી કર્મ કાર્યે જાય આવું કોઇ કાર્ય સર્વ દેશથી અથવા આપણુી બુદ્ધિથી તપાસતા અપૂર્ણુ દોષવાળું જણુાય તો પણુ જો તેમાં લોભ, ઇર્ષા, દ્વેષ, સ્વાર્થ, કામવિકાર, દુષ્ટતા ન હોય તો કાર્યનો કે કાર્ય કરનાર વ્યક્તિનો આદર કરાય તો તે દોષપ્રદ તો નજ મનાય એ નિર્વિવાદ છે. સ્વશ-

ક્તિની આહુતી સમાજ સુધારાનાં યજ્ઞકુંડમાં અર્પાય તોજ કાર્યની સિદ્ધિ થાય, આવું કાર્ય કરવા " રાગદ્વેષનાં યજ્ઞ કુંડમાં ભારતી સંતાનોનું બળીદાન'નાં લેખક–વાંચક ને તેમ ઈતર સજ્જનોને સૂચના છે. કારણ કે રાગ દ્વેષ એ એવી વસ્તુ અદ્રષ્ટ રહીને કામ કરે છે કે વિદ્વાન આત્માઓ પણ જેને કળી શકતા નથી તો બીજાઓને માટે તો શું કહેવું.

જીમ જીમ બહુ શ્રુત બહુ જન સમત્ત,
બહુ શિષ્યે પરવરીયો;
તીમ તીમ જિન શાશનનો વૈરી,
જો નવિ નિશ્ચય દરીયો–હો જીનજી તુજ આણુ શિરવહીયે;
પ્રભુ પ્રતિ વિજ્ઞપ્તિ કરનાર એક મહાત્માએ રાગનો ચિતાર

આ કાવ્યમાં આપેલ છે જેમ ઘણાં શિષ્યો હોય, અનેક લોકોએ વંદનીક હોય, અને બહુ શ્રુત વિદ્વાન હોય, તેમ જૈન શાશનનો તે વૈરી થાય. જો નિશ્ચય સ્વરૂપ હૃદયમાં ન હોય તો આ વાતને વધારે સ્પષ્ટરૂપમાં લાવી કહેવી જોઇએ કે આ 'ત્યાગી' ની વાત થઇ. ત્યાગી આવું જ્યારે વિક્રામ કાર્ય કરે તો દુષ્ટમય કાળનો યોગ, તપ, જ્ઞાનના અજીર્ણની પ્રાપ્તિ થાય. ત્યારે તો વાત શી કરવી ! અર્થાત્ કંઇ પછી કહેવાપણું રહેતું જ નથી. ત્યાગી સમન્ધે જ્યારે આમ છે ત્યારે ગ્રહસ્થધર્મી તન ધન કુટુંબાદિ સ્વાર્થો સાધવા ક્ષુદ્ર સ્વાર્થ ન સેવે એ મતે તેણે તો વળી વિશેષે પ્રકારે ધ્યાનમાં રાખવાનું છે.

આ લેખ ઉત્સાહી કર્તવ્યપ્રેમી શ્રાવક રત્નશ્રી મંગલજી હરજીવન ચીતલીઆએ લખેલ છે. મી. ચીતળીઆએ પોતાનાં જીવન દરમીયાન જે જે પ્રસંગો ન ધારેલા જોયા, જાણ્યા, અનુભવ્યા, અને

પરિણામ વિચારતા ભયંકર જણાયા તેથી વિશેષ પ્રકારે સમાજની અવનત્તિ નજરે તરવરી રહેતા થએલા ખેદનું સમન કરવા અને એ રૂપે રાગદ્વેષથી કેવા અનીષ્ટ પરિણામો આવે છે તેનું પોતાની યથામતી શક્તિ, સંસ્કાર, અનુભવ અનુસાર આ દિગ્દર્શન કરાવ્યું છે તથાપિ કહેવું જોઇશે કે પ્રયત્ન તો શુભ છે પણ સરળ અને સરમાળ પ્રયત્ન છે.

આ લેખ બીજા દેશોને જેટલો ઉપયોગી છે તે કરતા જે પ્રદેશમાં લખાયો છે. તે પ્રદેશ–પ્રાન્ત ને વધારે ઉપયોગી છે. તથાપિ સ્વ અને પરઆત્મા બન્નેને બોધદાયક સમાન લાગે છે.

સમ્યક ધર્મની પ્રાપ્તિ રાગાદિના ઉપસમે જ થાય છે. તેવો ઉપસમ ભાવ સદા સર્વદા સર્વ ભવ્ય જનોને થાય અને તેનું પરિણામ સમ્યક પ્રકારે અનુભવે એ આ ઉપોદ્‌ઘાત લખનારનો મર્મ છે. રાગ દ્વેષની પરિણુતી જાજવલ્યમાન સળગે છે તેથી ઉપાસ્ય અને ઉઉપાસક વર્ગ બચી સ્વધર્મ અને સ્વ કર્ત્તવ્ય પાળવા તત્પર રહે એ આ પુસ્તકનાં લેખકનો ભાવ છે.

લી. ભીખ્ખુ.

---

॥ ॐ ॥

" श्री तत् सत् परमात्माय नमः "



# રાગદ્વેષની પરીસિમા વડે ઉદ્ભવતી ધર્માંધતાનું અચળ સામ્રાજ્ય, પવિત્ર સત્ય સિદ્ધાંતનાં ભિન્ન ભિન્ન તત્વાદિકનો સત્ય પૂર્વક બારીક હેવાલ, અને ધાર્મિક, સામાજીક, તથા નૈતિક ઉન્નત્તિ માટે કરવામાં આવતી અગત્યની ઈસારત.



*भव विजांकुर जननां, रागाद्या क्षय मुपागता यस्य् ॥
ब्रह्मा वा विष्णु र्वा, हरो जीनो वा नमः स्तुभ्यम् ॥१॥

---

* ધર્મોધ પ્રતીવાદીઓનાં ઉશ્કેરવાથી કુમારપાળ નૃપતિએ પવિત્રાચાર્ય હેમચન્દ્રજી મુનીને શંકરનાં દેવળમાં જઇ તે શંકરની મુર્તિને પગે લાગવાનું કહેતા તેઓશ્રીએ ત્યાં પધારી વંદન કરતી વખતે ઉપરોકત શ્લોકની હયાતી સ્વિકારી છે. " કુમાળપાળ પ્રબંધ ".

**ભાવાર્થ**—ભવનાં બિજ રૂપ રાગદ્વેષનાં અંકુરોનો સદંતર નાશ કરનાર ગમે તો બ્રહ્મા, વિષ્ણુ, કે શંકર હોય, અને ગમે તો જીન પ્રભુ હોય પરન્તુ તે સર્વને મારા નમસ્કાર હો.



રાગ દ્વેષની મહાન જ્વાળામય જીવતી હોળીમાં સ્વદેહની આહુતી આપનાર ક્રુર અને પિસાચી વૃત્તિવાળા માનવ રાક્ષસો ભારભૂતા રૂપે જગ બત્રીસીએ ચડી કર્મ રૂપી કાઠિયાની કૃત્રીમ જાળમાં એવા તો સપડાય જઇ દારૂણ દુઃખ ભોગવે છે કે તેનું યથાર્થ વર્ણન સહસ્ત્ર જીવ્હાથી પણ વર્ણવી શકાય તેમ નથી. તેવા બાળ જીવો રાગદ્વેષનાં અસુભાનુષ્ટાનથી અસુભ કર્મનો યોગ મળતા ચતુર્ગતિ અને ચોરાસી લક્ષ યોનીમાં વારવાર પરિભ્રમણ કરી આધિ, વ્યાધિ, ને ઉપાધિ રૂપી ત્રીપુટીનાં ક્રૂર અને ધાતકો પંજામાં નિરૂપાયે ફસાઇ પડે છે. અને તેથી ×આર્ત તથા રૌદ્ર+ધ્યાનની પરીસીમાનો પ્રાદુર્ભાવ થતા પુનઃ પુનઃ નૂતન કર્મોને

---

× અનાદિ કાળથી સંસારી જીવોને સુભાસુભ કર્મનો ચેપ લાગુ પડેલો હોવાથી ઇષ્ટ વસ્તુનો સંયોગ અને અનિષ્ટ વસ્તુનો વિયોગ થતા તથા અનિષ્ઠ વસ્તુનો સંયોગ અને ઇષ્ટ વસ્તુનો વિયોગ થતા જે સંકલ્પો-વિકલ્પો ઉત્પન્ન થાય છે તેનું નામ 'આર્તધ્યાન'.

\+ रुद्र क्रुराशय प्राणी प्रणीत स्तत्त्व दर्शिभीः ॥
रुद्रस्य कर्म भावो वा रौद्र मित्यभि धीयते ॥ १ ॥

જ્ઞાનાર્ણવ સ. ૨૬ શ્લો. ૨

ઉત્પન્ન થવાનાં કારણભુત બને છે. આથી પરિણામે જેમ ઘાણીનો બેલ વારંવાર વર્તુલાકારમાં ફર્યાજ કરે છે તેમ ' **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम्** ' પુનઃ પુનઃ જન્મ મરણ અને માતાનાં ગર્ભાવાસમાં નિવાસ કરે છે. માટે એવા જુલમગાર રાગદ્વેષનાં ભયંકર જાસુસોથી દૂર રહી, આત્માનાં દિવ્ય સ્વરૂપને પ્રકાશમાન કરવાનાં ઉંચ આશય વડે, સમભાવની સુંદર સરીતાનાં અપૂર્વ મીષ્ટ જળનો મનહર સ્વાદ ચાખવા સારૂ સુશિલ પ્રવૃત્તિમય જીવન ગુજારવા યથા શક્તિ સુ પ્રયત્ન કરવો એજ પવિત્ર મનુષ્ય જન્મનું સાર્થક છે.

વિશુદ્ધ ભાવનાને ભુમીમાં ભંડારી દેનાર, વિશ્વ પ્રેમને વ્યાજે મુકનાર, વિશાળ દ્રષ્ટિનો વિનાશ કરનાર, સમાજ સેવાને સમુદ્રમાં હડસેલી મારનાર, સત્ય પ્રવૃત્તિને સરિતામાં પોઢાડી દેનાર, સ્તુત્ય ઉત્સાહનો ભંગ કરનાર, પારમાર્થિક વૃત્તિને પતિત બનાવનાર, નીતિમય જીવનને જહાનમની ખાડીનું દર્શન કરાવનાર, અને ઐકયતાને અસિધારા વડે પરાભવ પમાડનાર જો કોઇપણ ચીજ આ દુનીઆમાં હયાતી ધરાવતી હોય તો તે માત્ર રાગદ્વેષ રૂપિ ભયંકર પિસાચ વૃત્તિ અને કૃતિજ છે.

---

**ભાવાર્થઃ**—જે ક્રૂર પરિણામ વાળો પ્રાણી થાય છે તે રૂદ્ર કહેવાય છે અને તે રૂદ્ર પ્રાણીનાં કર્ત્તવ્યો તથા તેની ભાવ પ્રણાલીકાનાં પરિણામને " રૌદ્ર ધ્યાન " કહે છે.

☞ આર્ત તથા રૌદ્ર ધ્યાનનું યથાર્થ સ્વરૂપ ' ઉવવાઇજી નામનાં સિદ્ધાંતમાં વર્ણવેલ છે. જેમાનો ટુંક પણ ઉપયોગી સાર ' ધ્યાન કલ્પતરૂ ' નામનાં પુસ્તકમાં પણ જોવામાં આવે છે.

ક્રોધાગ્નિ, માનામેરૂ, માયારાક્ષસી, હિંસકી ધૃષ્ટતા, અસત્ય આચરણ, શ્વાન પ્રવૃત્તિ, કલેશ વૃતિ, સ્વેચ્છાચાર, દુષ્ટ બુદ્ધિ, કનિષ્ટ વિચાર, વિશ્વાસઘાતી કર્મ કૃતઘ્ન કહાણી, નિંદક ચારીત્ર, અને કઠોર હૃદય ઇત્યાદી દુર્ગુણોની હયાતી રાગદ્વેષને આભારી છે.

જેમ વિરત્વાવેશમાં અરી દળ મધ્યે નિડરતાથી કુદી પડી દુશ્મનોનાં હૃદય ભાલાઓની તિક્ષણ અણીઓથી ભેદી નાખનાર વીર બહાદુર યોદ્ધાઓ પણ એક તરલ નયની તરૂણીનાં નેન કટાક્ષબાણથી પરાભવ પામે છે. તેમ કર્મરૂપી અરી દળ મધ્યે યાહોમ કરી કુદી પડનારા આત્માર્થી વીર, ધીર યોદ્ધાઓ પણ રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિ રૂપ કુમતિ સ્ત્રીની બાહ્ય સૌંદર્યતામાં સપડાય જઇ પરાભવ પામે છે. માટેજ સિદ્ધાંતે કહ્યું છે કે “ रागोय दोसोयबिय कम्मवीयं.” રાગ અને દ્વેષ એ બેજ કર્મનાં બીજ છે.

કર્મવૃક્ષને ઉત્પન્ન કરનાર, રાગદ્વેષનાં અંકુરો--જ્યાં સુધી ભસ્મિભૂત થયા નથી, ત્યાં સુધી આત્માહિત થવું એ હવામાં કિલ્લો બાંધવા જેવું હાસીપાત્ર ગણાય. રાગદ્વેષાંકુરોને અજ્ઞાન જળનો સંયોગ થતા તે જળ ઉપરોક્ત વૃક્ષમાં ચોમેર પ્રસરી રહી બાહ્ય સૌંદર્યતા પ્રદર્શિત કરનાર કિંપાક ફળ જેવા અનિષ્ટ ફળો ઉત્પન્ન કરે છે. આવા અનિષ્ટ ફળો બાળ જીવોને એવા તો મોહજાળમાં ફસાવે છે કે તે ફળ માટે તેઓને માયા કપટનાં ગુલામ પણ બનવું પડે છે. આ માયા કપટ *અષ્ટ કર્મોનાં આવર્ણોને લઇ ઉત્પન્ન થાય છે. તે અષ્ટ

---

* ૧ જ્ઞાનાવર્ણિ, ૨ દર્શનાવર્ણિ, ૩ વેદની, ૪ મોહની, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર, અને ૮ અંતરાય. આ કર્મોનું વિશેષ સ્વરૂપ ‘ જ્ઞાનસાગર ’ નામનાં પુસ્તકમાંથી જોઇ લેવું.

કર્મની એકસો અડતાળીસ પ્રકૃતીઓ વિચીત્ર સ્વરૂપ ધારણ કરી બાળ જીવોને ભ્રાન્તિમાં પાડે છે. આવી કર્મ પ્રકૃતિઓ પુણ્ય પાપનાં સંસર્ગને લીધે દૃષ્ટિગોચર થતા જગતવાસી જંતુ જીવોને એક મદારીનાં ×મર્કટની માફક વીચીત્ર નાચ કરાવે છે. એટલુંજ નહિં પરન્તુ સ્વ અધમતાને લઈ ભિન્ન ભિન્ન કુકર્ત્તવ્યોનો પ્રાદુર્ભાવ થતા કર્મદેવનાં દુર્ભેદ્ય પાસમાં સપડાવી અતિશય દુઃખી કરે છે. જ્ઞાની જીવોએ કર્મની અચળ સત્તાને ઇશ્વરી સત્તાનું વિશેષણ આપ્યું છે. કારણ કે કર્મ શક્તિ ઇશ્વિરી શક્તિ સાથે હરીફાય કરી શકે છે. ગ્રંથકારો ખુલ્લું કહે છે કે—

કર્મ પ્રતાપ તુરંગ ખીલાવત, કર્મસેં છત્રપતિ પન હોઇ;
કર્મસેં પુત્ર સુપુત્ર કહાવત, કર્મસેં ઔર બડો નહિં કોઇ.
કર્મ ફ્રૂર્યો જબ રાવનકો, તબ સોનકી લંક છીનુંમેં ખોઇ;
આપ બડાઇ કરો કહાં મુરખ, કર્મ કરેસો કરતન કોઈ.

પવિત્ર જૈનધર્મ પણ ફરમાવે છે કે—

तेणे जहा संधि मुहे गहीए । स कम्मुणा किच्चइ पावकारी ॥
एवं पया पेच्च इहं चलोए । " कडाण कम्माण न मोरव
अत्थि " ॥ १ ॥

" અ. અધ્યયન ૪ ગાથા ૩. "

ભાવાર્થઃ—જેમ ખાતર પાડતાં ખાતરને મોઢે પકડાએલો પાપી ચોર સ્વ કર્માનુસાર પીડા પામે છે; તેમ દરેક જીવ આ લોકને પરલોકમાં પીડા પામે છે. કારણ કે " કરેલાં કર્મ ભોગવ્યા સિવાય છુટે નહિ. "

---

× વાંદરો.

વેદાન્તિક શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે—

**ना भुक्तं क्षीयते कर्म, कल्पकोटि शतैरपि ॥**
**अवश्यमेव भोक्तव्यं, कृतकर्म शुभाऽशुभम् ॥ १ ॥**

જૈ૦ હિ૦ પુ૦ ૧૬. અં૦ ૬–૭–૮.

ભાવાર્થઃ—કરોડો કલ્પ વીત્યા છતાં પણ કર્મનું કરજ આપ્યા વિના છુટકબારો થવાનો નથી. શુભ યા અશુભ જે પ્રકારનાં કર્મો કર્યાં હશે તે પ્રકારે અવશ્ય ભોગવવાંજ પડશે.

રાગદ્વેષનું મુળ કારણ અજ્ઞાનતા હોવાથી તે અજ્ઞાન તિમીરતાનું પરિબળ આત્મશક્તિપર વિજય મેળવી અંધશ્રદ્ધા, જો હુકમી, જડતા, પક્ષપાત, ઇત્યાદિનું સામ્રાજ્ય સ્થાપવા કિંચીત્ માત્ર પણ બેદરકારી કરતું નથી. એટલુંજ નહિ પરન્તુ સ્તુત્ય કાર્યની પ્રગતી થતા તેનાં અસ્ત માટે આત્મિક અસમાધીની અમાવાસ્યા પ્રાધાન્ય પદ ભોગવી સ્વ સરસાઇપણું સિદ્ધ કરવા પ્રયાસ કરી રહી છે, તેમ આત્માની દિવ્ય શક્તિપર આ વર્ણ રૂપે રહેલી અજ્ઞાનતા સ્વ આશ્રિતો પ્રત્યે પણ નિચતાનું નિડર શસ્ત્ર વાપરવા જરા પણ અચકાતી નથી એ ખરેખર અંતઃકરણને કોતરનારી બીના છે.

અજ્ઞાન પ્રવૃત્તિથી રાગદ્વેષનાં અસંખ્ય અંકુરો ઉત્પન્ન થાય છે, તે અંકુરોથી વિષમ ભાવરૂપી ડાળીઓ પ્રસર્યા કરે છે, અને તે ડાળીઓથી ઝહેર વ્હેર ઇત્યાદિનાં પાંદડાંઓ દૃષ્ટિગોચર થાય છે. આવા પાપમય વૃક્ષની ઘનઘોર ઘટા નીચે આવી જનાર બાળ જીવો ધર્મમય વૃક્ષની સીતળ છાંયાનો લાભ લઇ શકતા નથી. પાપમય વૃક્ષનાં આશ્રિતો અજાણપણાનાં અરણ્યમાં ભરાઇ રહેવાથી

સંકુચીત દૃષ્ટિનાં રાગદ્વેષ રૂપી મહાન ચોરો તેમનાં પર વિજય મેળવે છે, તેની જ્ઞાન લક્ષ્મી લુંટી લીયે છે, તેનું સત્ય સ્વરૂપ ખેંચી લીયે છે, અને તેની સ્તુત્ય પ્રવૃત્તિઓને પતિત બનાવે છે. માટે વીર પ્રસવિની પ્રિય આર્ય ભુમીનાં વીર તનુજો ? ઉક્ત અરણ્યમાંથી પસાર થવા માટે ધર્મ યુદ્ધ આરચી રાગદ્વેષ રૂપી જબર જસ્ત તસ્કરો સમીપે કેસરીઆ કરી કુદી પડો ! યાદ રાખજો કે પ્રેમ અને ઉત્સાહ જરૂર વિજય માળા અર્પશે.

જેટલે દરજ્જે જ્ઞાનની અપુર્ણતા, વિરૂદ્ધતા, અને ભિન્નતા એટલે દરજ્જે અજ્ઞાનતા જ સમજવી. આત્મ શક્તિ—દૈવી શક્તિનાં ઉદય વિરૂદ્ધ પ્રવર્તન અને કર્મ બંધનનાં હેતુરૂપ કુ પ્રવૃત્તિને ધર્મરૂપ આપી ધાર્મિક ક્રિયાની સાથે એક મેક કરવી કે જેનો ભેદ ધર્માધિકારીઓથી પણ ન જાણી શકાય આવી પ્રવૃતિ કરવી એ પણ અજ્ઞાનતા જ કહેવાય.

જેમ સ્ટીમર, ફોનોગ્રાફ, અને ટેલીફોન ઇત્યાદિ યાંત્રીક કાર્યોનાં મુખ્ય મુખ્ય સંચાઓ ગતીમાં આવતા દરેક સંચાઓ આપસ આપસમાં આકર્ષણ દ્વારાએ સ્વકાર્ય સહેલાઇથી પાર પાડે છે; તેમ રાગદ્વેષનાં કૃત્રીમ યંત્રોનાં સત્યાંધતા રૂપી મુખ્ય મુખ્ય સંચાઓ ગતીમાં આવતા નિંદા વિકથામય દરેક સંચાઓ આકર્ષણ દ્વારાએ સ્વકાર્ય સહેલાઇથી પાર પાડે છે.

દર્શન મોહની કર્મનાં સંસર્ગને લઇ ઉદ્‌ભવ—તા રાગ કર્મનો વર્ણ, રસ, ગંધ, અને સ્પર્શ અતિ મન પસંદ હોવાથી તેની સૌંદર્યતામાં લુબ્ધ થનાર જીવાત્માઓ તેમાંજ અક્ષય સુખનુ સ્થાન કલ્પી અત્યાનંદમાં મગ્ન બની મહાલે છે.

મિથ્યાત્વ મોહનીય કર્મના આવર્ણને લઇ ઉત્પન્ન થતા દ્વેષ કર્મની શ્યામતા કોલસાની શ્યામતાને લજ્જાસ્પદ બનાવે છે, તેની કડવાસ એળીઓ અને અંદરજવની કડવાસનું ભાન ભુલાવે છે, અને તેની દુર્ગંધતા મુંબઇની ગટરોની દુર્ગંધતાથી ચડતી છે સ્પર્શ અપ્રિય જેવો, સ્વભાવ દુર્જન જેવો, અને ગુણ મણીધરના વિષ પ્રવાહ જેવો સમજવો. તેમજ તેની આકૃતી પણ વિકરાળ રાક્ષસનાં જેવી ભયપ્રદ સમજવી.

દ્વેષની ભયાનક પ્રવૃત્તિને લઇ સર્વત્ર ત્રાસ ત્રાસ વર્તાઇ રહે છે, ઉદ્વેગ અને ગ્લાનીનું સામ્રાજ્ય સ્થપાઇ રહે છે, અને અનીતિ મય અંધકારનું પરિબળ પ્રકાશી રહે છે.

રાગદ્વેષનાં ઉભય સંયોગથી ઉત્પન્ન થતા દરેક અવગુણો ખરેખર અવર્ણનીય અને અકથ્ય છે અનંતા સદ્ગુણોને સુળીએ ચડાવનાર, અનંતી પ્રમોદ ભાંવનાને ભમાવનાર, અને અનંતી શુદ્ધ વૃત્તિને વંટોળીઆમાં ઉડાડી દેનાર રાગદ્વેષનાં દુષ્ટ અવગુણો છે. જેમ એક લુણની કટકી સહસ્ત્ર મણનાં દુધપાકને બગાડે છે, તેમ રાગદ્વેષ આત્માનાં દિવ્ય સદ્ગુણ રૂપી પાકને અલ્પ સમયમાં બગાડી નાંખે છે.

રાગદ્વેષ તેજ ધર્માંધતાની ધર્મશાળા, ભૃષ્ટતાની ભોંય પથારી, અને નાદાનીની નિશાળ સમજવી. તથા દાળીદ્રતાની દુકાન, પ્રમાદની પવન ચક્કી, અને સત્યાનાશની સરીતા સમજવી. તે યમ સ્વરૂપ દૂતો ધર્મ માર્ગનાં ( સત્ય ધર્મ ) ધોરી રસ્તા પર મોહાંધતા રૂપી મુદ્દગળો લઇ ઘુમી રહ્યા છે. વિતરાગ પ્રણીત સત્ય માર્ગથી ભુલાવો ખવરાવનાર, સ્તુત્ય સંસ્કારોને સતાવનાર, અને અગીઆ-

રમેં ગુણુ સ્થાનકેથી ફગાવનાર રાગદ્વેષરૂપી ભયંકર પિસાચો એવી તો ક્રૂરતા પ્રદર્શિત કરે છે કે તેમાં 'સાક્ષર વર્ણ' પણ ભુલ ખાય છે. કારણકે સ્વર્ગ ને મુક્તિના દરવાજામાંથી પસાર થતા રાગ-દ્વેષ રૂપી પહેરેગીરોના સપાટામાંથી બચવું એ કાંઇ જેવી તેવી વાત નથી.

ગમે તો શિવમાર્ગિ, રામાનંદી, કબીર પંથી, કે વામમાર્ગિ હોય; ગમે તો આર્ય સમાજી, બ્રહ્મસમાજી, થીયોસોફી, કે કુરાની હોય; ગમે તો વેદાન્તિ, જૈની, ક્રિશ્ચિયની, કે પુરાણી હોય; અને ગમે તો મહાજ્ઞાની, વૈરાગી, બુદ્ધિશાળી, કે ચાતુર્યવંત હોય પરન્તું જ્યાં સુધી રાગદ્વેષની કુટીલ પ્રવૃત્તિને ખારા સમુદ્રમાં હડસેલી મારી સત્યાવલંબી થવાણું નથી; એટલે કે આંતરીક શુદ્ધતા વડે નીતિમય જીવન ગુજારવા તરફ લક્ષ અપાએલ નથી ત્યાં સુધી વિજયની આશા રાખવી એ હાશ્યજનક કહેવાય.

રાગદ્વેષનાં બે ભેદ પણ પાડી શકાય છે. ૧ સાંસારીક રાગ-દ્વેષ, અને ૨ ધાર્મિક રાગદ્વેષ.

૧. સાંસારીક રાગદ્વેષ—

સાંસારીક રાગદ્વેષ ચોમેર ઝહેર વ્હેરની હોળી જગાવે છે, મતભેદ અને પક્ષભેદની પંચાતો ઉપસ્થિત કરે છે, અને " મારૂં તેજ સાચું " એવા હું પદ શબ્દની જાગ્રતી કરે છે. જેને લઈ હૃદય ભેદક મહા નીચ હડહડતા કર્તવ્યનો ઉદય થાય છે. ચોમેર અત્યાચાર અને જુલમીપણાની જડ ઘાલી બેસે છે, અવિનય અને અવિવેકની વિરૂદ્ધતા જન્મ પામે છે, અને મલીન આચાર વિચાર તથા નિર્દયપણાની નીષ્ઠુરતા પ્રગટ દેખાઇ રહે છે. એટલુંજ નહિં પરન્તુ

જર, જમીન, ને જોરૂની ખાતર રાજા મહારાજાઓ આપસ આપસમાં યુદ્ધ મચાવે છે, મનુષ્ય ઘાતની મલીન વાસના ઉત્પન્ન કરે છે, અને રૂઢી રાક્ષસીને વળગી રહેવાની વિષમતાને જાગ્રત કરેછે. રાયને રંક સ્થિતિમાં મુકનાર શ્રીમંતને નિર્ધનાવસ્થામાં સપડાવનાર, અને નીતિજ્ઞને અનીતિજ્ઞ બનાવનાર પણ તેજ છે.

આધુનિક સમય પરત્વે દરેક સમાજોમાં સડો, કુટુમ્બમાં કલેશ, સાસુ વહુમાં સંતાપ, બાપ દીકરામાં બદદાનત, નણંદ ભોજાઇમાં નિષ્ઠુરતા, ભાયો ભાયોમાં કૃરતા, ફૈઇ ભત્રીજીમાં ભિન્નતા, પતિ પત્નિમાં ખટપટપણું, દિયર ભોજાઇમાં ઉદ્વેગ, સસરા જમાઇમાં સંકુચીતતા, અને મીત્ર મીત્રમાં નીરસપણું દષ્ટિગોચર થાય છે તેનું મુળ કારણ શોધવા જો આપણે પ્રયાસ કરીશું તો આપણને રાગદ્વેષની કૃતિ જ માલુમ પડશે.

૨. ધામિક રાગદ્વેષ.—

ધાર્મિક રાગદ્વેષમાં રચી પચી રહેલા જીવો રાગદ્વેષ વડે જન્મે છે, મરે છે, અને સુખી દુઃખી થાય છે. તેવા બાળ જીવો રાગદ્વેષથી મુક્ત થઇ શકે તેમ નથી. તેમનો સાંસારીક વ્યવ્હાર પણ રાગ દ્વેપ વડે જ થાય છે. પરન્તુ મારા સ્વર્ગિય સાથી મીત્રો ! એટલું તો ખાસ યાદ રાખજો કે સાંસારીક રાગદ્વેષે સંખ્યાતો કે અસંખ્યાતો સંસાર વધે છે; ત્યારે ધાર્મિક રાગ દ્વેષથી અનંતો સંસાર વધે છે. કારણકે સાંસારીક રાગદ્વેષ અલ્પાંશે પરને અને બહુધા સ્વઆત્માને પિડા ઉપજાવે છે, અને ધાર્મિક રાગદ્વેષ આત્માનાં અનંત ગુણુની ઘાત કરે છે; અને સ્વપરના આત્માના—ગુણોનો ઘાતક છે. જેથી તે મહાન આત્મઘાતી છે.

દુનિઆમાં ધાર્મિક રાગદ્વેષનાં પરિણામે એટલા બધા ઢોંગ સોંગ ચાલી રહ્યા છે; એટલુંજ નહિં પરન્તુ સત્ય ધર્મનાં સત્ય સ્વરૂપને અસત્યતાનું બિરૂદ અર્પી તેમાંથી સ્વ સ્વાર્થ સાધનાર એટલા બધા સ્વાર્થાંધો ઉભા થયા છે; કે ધર્મનાં અપૂર્વ રહસ્યનો અને આત્મોન્નતિ પદનો ખરેખર દુષ્કાળ પડયો હોય તેમ જણાય છે. સમાજમાં, દેશમાં, અને વિશ્વમાં ચોમેર ધર્માંધતા, પક્ષપાત, જોહુકમી, જડતા ઇત્યાદિનું જે સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું છે તે માત્ર તેવા સ્વાર્થાંધોનેજ આભારી છે બાહ્ય ડોળનાં ચમત્કારથી અંજાઇ ગએલા બાળ જીવો એ શું સત્ય વસ્તુને શોધવા માટે કિંચીત માત્ર પણ સુ પ્રયાસ કર્યો છે? કહો કે નહિંજ. જો પ્રયાસ કર્યો હોય તો આજકાલ આત્મિક બળ ખીલવવા સામે, જાહેર હિંમ્મતની સ્થાપનાં સામે, અને પવિત્ર વિચારોની હયાતી સામે જે 'રોતડ' અને 'ઉદાસી'પણું પ્રદાર્શિત કરવામાં આવે છે તે બની શકત ખરૂં? ના નહિંજ. મહાત્મા "તુલસીદાસજી" ખરૂં કહે છે કે—

સત્ય સોધનકો આલસી અસત્યમેં હુશીઆર;
'**તુલસી**' એસે જીવપર, તાતે ધરો અંગાર.

અસત્યમય પ્રવૃત્તિની પરિસીમા વડે ધર્મીપણાનો ડોળ ધારણ કરવાવાળાઓની ઠગબાજીનો નાશ નહિં કરતા તેની ભેગા ભળી જઇ આપખુદી અને ખુશામતનાં ખવીસો બની હાજીઆ પણાનું કલંક વ્હોરી લેવા જરા પણ અચકાવું નહિ એ શું માણસાઇનું લક્ષણ કહેવાય? ખરેખર—

ટીલાં કરો મુખ ઢાંકી ફરો, ધટ જટા કરો અંગ ભભુત લગાઇ;
સ્નાન કરો સતવાર ધરો, ભલે ભોગ ધર્મમાં ધુન મચાઇ.

નૃત્ય કુદો પણ સત્ય વદો નહિં, કૃત્ય કરો ખટકાય હણાઇ;
તિર્થ કરો પણ વ્યર્થ જો વલ્લભ, મેલ ભયો મન અંતર માંઈ.

પું. વ. ધ.

મહાન સમર્થ વિદ્વાનો, વક્તાઓ, પંડિતો, લેખકો, અને મહાત્માઓ પણ ધર્મ પક્ષભેદનાં રાગદ્વેષે કૃતઘ્નતાઇપણું સ્વ શિરપર ઓઢી લેતા જરા પણ અચકાતા નથી ( અપવાદ. ) પક્ષભેદનાં સ્વભાવે રાગદ્વેષનાં કર્મનો સદાકાળ ઉદય રહે છે. સરસ્વતિ સ્વરૂપ ત્યાગી મહાત્માઓ મહાન વિદ્વતાને લાયક હોવા છતાં તેમનાં સ્વકૃત ગ્રંથો–પુસ્તકોનાં અવલોકન દ્વારાએ હડહડતી નિંદાઓનો ભાસ થતા તેની વિદ્વતાપર હસવું આવે છે. દુનિઆનાં બાળ–ભોળા જીવોને કપટ યુક્તિથી મોહજાળમાં ફસાવી પોતાની ‘ માનતા* ’ ચલાવનાર કહેવાતા ત્યાગી મહાત્માઓ પોતપોતાનાં અનુયાયીઓને અવળે રસ્તે દોરી અજ્ઞાન કુંપનાં અસીમ જળ મધ્યે ડુબાવી મારે છે, લાખો બલકે કરોડો જીવાત્માઓની જ્ઞાન શક્તિરૂપ જીવનદોરી પર “ છુ છુ ” પણાની છુરી ફેરવી તેને નર્કનાં કુંભી પાકોનું દિગ્દર્શન કરાવે છે, અને જન્મ મરણનાં અતી દુઃખથી કંટાળેલા અનંત

* દોરા, ધાગા, મંત્ર, જંત્ર, ઇત્યાદીની જાળમાં ફસાવી સ્વાર્થિ ઇચ્છાઓ પાર પાડવા માટેનાં બાનાં બતાવી પોતાનો મહિમા વધારવા માટે કોઇ પણ જાતની માનતાઓની પરૂપણા ( છાને ખુણે યાતો છતા ) કરવી. જેમકે તને તાવ ઉતરી જશે રૂા. ૧ ની માનતા ( સવાની, સવાપાંચની, કે સવાસોની ) કર. વિગેરે વિગેરે.

પ્રાણીઓની નિર્મળ બુદ્ધિરૂપ બકરીને તેવા મદમસ્ત બોકડાઓએ દુભાવી દુઃખી કરી તેની જીવન શક્તિનો અંત આણ્યો. મદમસ્ત સાંઢડાઓની માફક રાતી રાણુ જેવા બની અત્યાચારમાં પ્રવૃત્ત રહેનાર તેવા હરામખાઉઓ સમાજનું, દેશનું, કે વિશ્વનું શું ઉકાળવનાં હતા ? ખરેખર—

સ્વાંગ પેહરે શુરા ભયા, દુનિઆ ખાઇ ખુંદ;
જો સેરી 'સત્' નિકસે, સો તો રાખે મુંઢ.

મહાત્મા કબિરજી.

'સેતાનપુરી' નગરીનાં જીર્ણું મકાનની અગાસીપર એક 'કુર્મચંડાલ' નામનો યુવક નિર્ધનાવસ્થાને લઇ ધન મેળવવાના વિચારમાં શોકાતુર થઇ બેઠો છે. પાસે તેના 'અંધારાપ્રસાદ, વિષયચન્દ્ર, કૃપણશાહ, અધમાનંદ, અને કુમતિદાસ' નામનાં પાંચ ખુશામતિ ( ખવીસો ) મીત્રો વીચિત્ર પ્રકારની કપટ યુક્તિથી ધન મેળવવાની દરખાસ કરી રહ્યા છે. છેવટે 'ધર્મેંદ્રપુરી' નગરી પાસેના જંગલમાં કુર્મચંડાલે 'યોગી' સ્વરૂપ ધારણ કરી એક પર્ણકુટીમાં નિવાસ કરવો; અને બાકીનાઓએ ઉક્ત નગરીમાં તેનો મહીમા વધારી યોગ્ય સહાયતા આપવી. એ વિચાર પર આવતા સર્વે ત્યાંથી વેશ ભજવવા માટે જોઇતો સરસામાન લઇ રવાના થયા; અને ટુંક મુદ્દતમાં ધારેલ સ્થળે આવી પહોંચ્યા.

કુર્મચંડાળ ભગવા વસ્ત્ર સહિત કૃત્રીમ ડાઢી, મુંછ, અને જટા પહેરી અંગે ભભુત લગાવી 'દુરાત્માદાસ' નામનાં મહાત્મા ( મહાત્મા. ) બન્યા; અને ત્યાંજ પર્ણકુટી બનાવી રહેવા લાગ્યા. બાકીનાં પાસેની ધર્મેંદ્રપુરી નગરીમાં તેનો મહિમા વધારી તેને

**'ત્રીકાળજ્ઞાની'** મહાત્મા ઠરાવવા માટે કોશીશ કરવા લાગ્યા. આખર ઘણી લાંબી મુદ્દતે તેઓ તેમાં ફાવ્યા; અને ઘણાં માણસો આ ઢોંગી મહાત્માનાં દર્શને આવવા લાગ્યા. કર્મચંડાળ ઉર્ફે દુરાત્માદાસ તે સર્વને ભિન્ન ભિન્ન યુક્તિ પ્રયુક્તિવડે રંજન કરી વીચીત્ર લાલચોમાં ફસાવવા લાગ્યો. ખરેખર **'દુનીઆ ઝુકી રહી છે પરન્તુ કોઇ ઝુકાવવાવાળો જોઈએ.'** છેવટે નગરીની સમસ્ત પ્રજાવર્ગમાં એટલુંજ નહિં પરન્તુ રાજ દરબારમાં અને રાણીઓનાં આવાસમાં પણ તે મહાત્માની પ્રશંસા થવા લાગી. તેથી એકદા તે નગરીનો **'વિવેકચન્દ્ર'** રાજા અંતેઉર સહીત ઉક્ત મહાત્માનાં રાજ્ય રીતિ પ્રમાણે દર્શન કરવા તૈયાર થયો.

રાજા અંતેઉર સહીત ઘણા ઠાઠમાઠથી આજે પોતાનાં દર્શન કરવા આવવાનો છે; એવા ખબર તે મહાત્માને પોતાનાં ગુપ્ત બાતમીદારો તરફથી ક્યારનાએ મળી ગયા હતા. તેથી તે રાજાને પોતાની કપટ જાળમાં કેવી રીતે ફસાવી સ્વ મુરાદ પાર પાડવી એ વિષેનાં વિચારમાં પોતાનાં મિત્રો સહીત તે મહાત્મા મશગુલ બની રહ્યો હતો. છેવટે બાહ્ય ડોળથી તેને ફસાવવાનાં વિચારપર આવતા યોગ્ય સાધનની તૈયારીઓ થવા લાગી. અંધારાપ્રસાદ પર્ણકુટીમાંની જેમ તેમ પડેલી વસ્તુઓને આકર્ષિય સ્થિતિમાં યોગ્ય સ્થળે ગોઠવી ઝોળી, ચીપીયો, ગોપિચંદનની માળા, ત્રીશુળ ઇત્યાદિની શોધ કરવામાં રોકાયો; વિષયચન્દ્ર એક પાષાણુની છીપરવટીપર ચંદન, કેશર ઇત્યાદિ સુગંધી પદાર્થોનું ઘર્ષણ કરી મહાત્માને ટીલાં ટપકાં વિગેરેથી શણગારવા તત્પર થયો; કૃપણશાહ પંચધુણી ધગાવી ધુપ, દીવા, અગરબત્તી ઇત્યાદિવડે મહાત્માનું આશન ગોઠવવા લાગી પડયો; અધમા-

નંદ કુંકુમ, અક્ષત, પુષ્પ, તંબોળ, કપુર, ફળફળાદિ વિગેરે આરતી માટેનાં સાધનો તૈયાર કરી ઝાલર, ઝંઝપખાલ, અને તબલાઓની સારવારમાં પ્રવૃત્ત થયો; અને કુમતિદાસ પોતાનાં ફોડેલા કેટલાએક સ્વાર્થાંધ બ્રાહ્મણો, ભાટ, અને ચારણોને સદરહુ કૃત્રીમ પ્લોટમા મંત્રોચ્ચાર અને યશોગાનનાં ધ્વનિથી દિવ્યતાનું સ્વરૂપ ખડું કરવા માટે બોલાવવા સારૂ રવાનાં થયો. આ વખતે કર્મચંડાળ ઉર્ફે દુરાત્માદાસ પોતાની બેઠક પાસે એક નાજુક મનહર યજ્ઞકુંડ તૈયાર કરવા માટેની પ્રવૃત્તિમાં ગુંથાઈ રહ્યો હતો. સત્વર તેણે સમચોરસ ખાડો તૈયાર કરી ચોમેર ફરતી સુંદર કિનાર બનાવી અંદર અગ્નિ ભર્યો; અને તેની આસપાસ પુષ્પ, અક્ષત, કુંકુમ ઇત્યાદિ છાંટી દીધાં. તથા પાંચ દસ નાળીએરની કાચલીઓ તથા રૂછાઓ પણ ત્યાં વહેરી દીધા. યજ્ઞ કુંડની જમણી બાજુનાં એક સુંદર કિનારા પર સિંદુરથી વિભુષિત બનાવેલ પુષ્પમાળા સહિત એક ત્રીશુળ ખડું કરી બીજી બાજુ શેષનાગનાં ફણાઓ સહીત શંકર, ગણપતી, પાર્વતી ઇત્યાદિની મૂર્તિઓ પણ બેસાડી દીધી. ટુંકામાં કરવા યોગ્ય સર્વ પ્રકારની તૈયારી થઇ ચુકવાથી દુરાત્માદાસ આદિ સર્વ મીત્રો કુમતીદાસની રાહ જોવા લાગ્યા. તેવામાં કુમતિદાસ કેટલાએક બ્રાહ્મણો અને ભાટ ચારણો સહિત આવી પહોચ્યો. આથી સર્વ કોઇ આપસ આપસમાં એક બીજાનાં વિચારોની આપ લે કરવા ( કૃત્રીમ વેશ બરાબર ભજવવા સબંધીની ) લાગ્યા. તેવામાં સામેથી કોઇ એક સ્ત્રી પુરૂષનું વૃંદ આવતું હોય તેવો ભાસ થવા લાગ્યો. તેથી સર્વ કોઇ ઇચ્છાનુસાર કાર્યમા પ્રવૃત્ત થવા લાગ્યા.

જુજ વખતમા દષ્યમાન વૃંદ સહીત અન્ય સ્ત્રી પુરૂષોનાં

વૃંદો પણ ચતુર દિશાએથી આવી પહોંચ્યા. રથ, ગાડી, અને ખટરાઓની ધમાલ મચી રહી, ચોમેર નાનાં પ્રકારનાં વિવિધ ધ્વનિઓ પ્રકાશી રહ્યા, અને છેવટમાં આ નિર્જન જંગલ આજે અસંખ્ય મનુષ્યોનાં પાદ પ્રહારથી ગાજી રહ્યું. દર્શનમાંથી પરવાર્યા બાદ કોઇ રમતગમતમાં પ્રવૃત્ત થઇ રહ્યા છે, કોઇ અશ્વારૂઢ દ્વારાએ આમતેમ નાચી કુદી રહ્યા છે, કોઇ વીવીધ વાહનોવડે દોડધામ મચાવી રહ્યા છે, અને કોઇ બીઝીટ, ગંજીપો, ચોપાટ વિગેરેથી ધોંધાટ કરી રહ્યા છે. તેવામાં મહારાજા વિવેકચન્દ્રની સ્વારી આવી પહોચી પર્ણકુટીની આસપાસ આ વખતે અગણીત મનુષ્યોની ઠઠ જામી રહી છે. તે સર્વમાંથી પસાર થઇ વિવેકચંદ્ર પોતાની રાણી સહીત પર્ણકુટીની પાસે આવી પહોંચ્યો. અને બારીકીથી અંદર નજર કરે છે તો—

મહાત્માશ્રી વ્યાઘ્ર ચર્મનાં આશનપર ધ્યાનાસ્થ સ્થિતિમાં ગરકાવ થઇ રહ્યા છે; સામે યજ્ઞકુંડની બાહ્ય સૌંદર્યતા પ્રદર્શિત થઇ રહી છે; આસપાસ પંચધુણીની નિધુમ્રતા દ્રષ્ટિગોચર થઇ રહી છે; એક બાજુ ડંડ, ચીપીયો, ઝોળી, અને ગોપીચંદનની માળાઓ ઓપી રહી છે; બીજી બાજુ સ્વાર્થાંધ બ્રાહ્મણો યજ્ઞકુંડમાં ઘૃત નાળીએર ઇત્યાદિ હોમી 'સ્વાહા, સ્વાહા.'નો ધ્વનિ પ્રકાશી રહ્યા છે; અંધાશ્રપ્રસાદ આદિ પાંચે મીત્રો શ્રીમંતોનાં સુંદર લેબાસમાં આ ત્રીકાળજ્ઞાની ( કહો કે ત્રીકાળભક્ષી ) મહાત્માની ભક્તિમાં લીન થઇ રહ્યા છે; ભાટ ચારણો વિગેરે યશોગાનમાં પ્રવૃત્ત થઇ રહ્યા છે; અને અન્ય ભક્તો પણ ઇચ્છાનુસાર માળા, સ્તોત્ર, અધ્યયન વિગેરે ધાર્મિક ક્રિયામાં ગુંથાઇ રહ્યા છે. મહાત્માશ્રીનો આવો સ્તુત્ય પ્રભાવ જોઇ રાજા અંતેઉર સહિત સાનંદાશ્ચર્ય પામ્યો. તેથી મહાત્માશ્રીનાં

ચરણુ કમળમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ધ્યાનાસ્થ સ્થિતિમાંથી મુક્ત થવાની રાહ જોવા માટે સામેની એક ચટાઇ પર વિશ્રાન્તિ લેવા બેઠો. મહાત્મા શ્રી ધ્યાનમાંથી મુક્ત થતા.—

" યેગીરાજ ! હું વિવેકચન્દ્ર આપને સવિનય પ્રણામ કરૂં છું. " રાજાએ એક હજાર સોના મહોરનાં બે સુવર્ણ થાળ મહાત્મા શ્રીનાં ચરણુ પાસે ધરી જણાવ્યું.

" મહાનુભાવ ! વિવેકચન્દ્ર મહારાજાની ધર્મ પત્નિ હું મહિલા આપને અભિવંદન કરૂં છું. " રાણીએ પણુ પોતાનો મનોભાવ પ્રદર્શિત કર્યો.

" વત્સો ! તુમ્હેરા કલ્યાન હો. રાજન ! ત્હેરા ધર્મ પ્રેમ દેખ કર ઔર ત્હેરી રાની કી શુદ્ધ વૃત્તિ દેખકર મ્હેં ત્હેરે પર બહોત પ્રસન્ન હવા હૈ. જીસકે લીયે મ્હેં ત્હેરેકું સુઆશિષ દેતા હૈ કે ત્હેરી સુભ ગાદી અમર તપો ! દેખ રાજન ! જેસેં શ્વાન અપનાં વમન પર ફીર ઇચ્છા નહિં કરતે હૈ તેસેં યોગી લોકો કેં માયાકા વમન કીયા હૈ. જબ યે માયાકો હમ યોગી લોકકું કયા ઝરૂર હૈ ? યે સંસાર મેં બહોત દુઃખી લોક બિચારે ભુખે મરતે હૈ. ઉનકું યે માયાકા દાન દેના મુનાશીબ હૈ. " મહાત્માએ નિઃસ્વાર્થ પણાનો ડોળ ધરણુ કરી અમુક સોના મહોરોનું ગરીબોને દાન આપ્યા બાદ ( દાનનો લાભ પેલા સ્વાર્થાંધ બ્રાહ્મણો અને ભાટ ચારણોને જ મળ્યો હતો. ) બાકીની અંધારા પ્રસાદ આદિ પાંચ શ્રીમંતો ( સેતાનો ) ને તેનો સદ્વ્યય કરવા માટે સુપ્રદ કરી દીધા. કે જે પાછળથી તે હરામીઓને જ ભાગ પડી હતી.

આવી નિઃસ્વાર્થ વૃત્તિથી આકર્ષાઇ રાજ્ય મહેલનાં એક ભવ્ય

ચોગાનમાં આશ્રમ કરવા માટે રાજાએ મહાત્માશ્રીને સવિનય વિનંતી કરી. ( જોતું હતું ને વૈદે બતાવ્યું. ) સદરહુ વિનંતી પર તે મહાત્માએ પ્રથમ તો ધ્યાન પણ આપ્યું નહિં; પરન્તુ છેવટે તાણ્યું ટુટી જશે એમ જાણી તે વિનંતીનો સ્વિકાર કર્યો. આથી રાજા અંતેઉર અને પુરવાસીઓ સહીત અત્યાનંદ પામ્યો.

રાજા અંતેઉર સહીત છડી સ્વારીએ પુર ભણી વળ્યો, નગરજનો પોત પોતાનાં નિવાસ સ્થળ તરફ રવાનાં થયાં, અને પર્ણકુટીમાંના સ્વાર્થાધ બ્રાહ્મણો વિગેરેને યોગ્ય દક્ષીણા પ્રાપ્ત થવાથી ઘર ભણી રસ્તો માપવા લાગ્યા.

કર્મચંડાલ ઉર્ફે દુરાત્માદાસ અને અંધારાપ્રસાદ આદિ સર્વ મીત્રો પોતાની કૃત્રીમ જાળ વડે મહાન જબર જસ્ત ફતેહ પ્રાપ્ત થવાથી હર્ષાનંદમાં મગ્ન બની મેળવેલી લક્ષ્મીને અમુક નિર્ભય સ્થળે રોકવાનાં વિચાર પર આવ્યા. સર્વ ઠીકઠાક કર્યા બાદ બીજે દિવસે મહાત્મા શ્રી આદર સત્કાર સહીત બડી ધામધુમથી વાજતે ગાજતે રાજ્ય મહેલના એક ભવ્ય ચોગાનમાં પધાર્યા; અને ત્યાં મુકામ રાખી ભોળા જીવોને ઠગવાની ઠગબાજીમાં વિશેષ પ્રવૃત્ત થયા. રફતે રફતે રાજા અને રાણી પણ મહાત્મા શ્રીને એવા તો વશ થઇ ગયા કે મહાત્મા શ્રી કરે એટલુંજ થાય. તેથી અંધારાપ્રસાદ આદિ પોતાના પાંચે મીત્રોને રાજ્યનાં મ્હોટા હોદ્દા પર નીમાવી દીધા. અને જુજ વખતની અંદર કપટ યુક્તિથી અઢળક રાજ્ય લક્ષ્મીનું હરણ કર્યું.

લક્ષ્મી અને સ્વાદિષ્ટ માદક પદાર્થોનાં મદને લઇ દુરાત્માદાસ વિગેરે મદમસ્ત સાંઢડાઓની માફક રાતી રાણ જેવા બની ગયા.

આથી વિષય વાસના એ તેમના ઉપર મોહની રૂપિ શસ્ત્ર ફેંકી એવું તો સંપુર્ણ જોર અજમાવ્યું કે તેઓ સર્વ મહીલા રાણી કે જે અતિ સૌંદર્યવાન હતી તેને ભ્રષ્ટ કરવાનાં વિચારપર આવ્યા.

મહિલા એ પ્રદુ:ખભંજન, સત્યાઅવલંબી, અને પતિ ભક્તિ-માં પ્રવીણ રહેનારી કુળભુષણ સ્ત્રી હતી, તેનો ધર્મ પ્રેમ સ્તુતી પાત્ર હતો; સ્ત્રીપણાનાં કર્તવ્યમાં તે અગ્રગણ્ય ગણાતી હતી, રાજ રાણી હોવા છતાં દરેક પ્રકારનો સ્તુત્ય અનુભવ ગ્રહણ કરવા માટે તે અહરનિશ ઉત્સુક રહેતી હતી; હૃદયની કેલવણીનું પઠન પાઠન પણ તેણે સારી રીતે કર્યું હતું; અને સ્ત્રીપણાનાં સદ્‌ગુણો ખીલવવા માટે તેણે સારો પ્રયાસ સવ્યો હતો. તેથી મહાત્મા વિગેરે આ નૂતન કપટ જાળમાં કોઇ રીતે ફાવી શકયા નહિં. આખર ધર્મના બ્હાને તેનાં સતિત્વને ઝંખીત કરવાનો વિચાર આ ડોળ ધાલુ મહાત્માએ હાથ ધર્યો. " આજે જમવાને માટે જયારે રાણી આમં-ત્રણ કરવા આવે ત્યારે વેદાંતિ કથનો મધ્યે તેને ભ્રમીત બનાવી સ્વ ઇચ્છા પાર પાડવી " આ નિયમ પર આવતા તેના દુષ્ટ વિચા-રોએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. તેવામાં જમવાનો સમય થઇ જવાથી.—

" ગુરૂ મહારાજ ! દરેક સ્વાદિષ્ટ રસવતી તૈયાર છે. આજે આપને શું ઇચ્છા છે ? " મહીલાએ હમેશના નિયમ પ્રમાણે પ્રશ્ન કર્યો.

" દેખ મહિલા ! વારવાર પુછનેકે લીયે હમકુ જ્ઞાનમેં ખામી પડ જાતી હૈ. જો હોય સો ભેજદે ઇધર. ખાને વાલા બ્રહ્મ, ઔર ખીલાને વાલા બ્રહ્મ, ઔર પાત્રમેં જયો ભોજન પડા હુવા વો ભી

બ્રહ્મ હૈ. સબ દુનિઆં બ્રહ્મમય હૈ. તબ ભેદ દૃષ્ટિ કયું રખની ચહીએ ? ” મહાત્મા એ શાસ્ત્રીય કથન આગળ ધર્યું.

“ મહાનુભાવ ! શું સારી દુનિઆં બ્રહ્મમય છે ? ” રાણીએ સરળતા પુર્વક પ્રશ્ન કર્યો.

“ દેખ રાની ! સારી આલમમેં ઠેર ઠેર જો કુચ્છ દૃષ્યમાન હોતા હૈ સો બ્રહ્મ હૈ. ઇસ લીયે સબ સૃષ્ટિ બ્રહ્મમય હૈ. જીનોને સંપુર્ણ બ્રહ્મકો પહેચાન લીયા હૈ. ઉસકું સાંસારીક કોઈ ભી કાર્યો સેં પ્રત્યવાદ નહિં હોતા હૈ. કમલકે પત્તેપર જલકા બિંદુ સો દીખા જાતા હૈ લેકીન જબ વો ગીર પડતા હૈ તબ કમલકો ઉસકા સ્પર્શ હુવાથા એસા માલૂમ નહિં દીખા જાતા હૈ. ” દુરાત્માદાસે દુષ્ટ બુદ્ધિનો આવિર્ભાવ પ્રગટ કર્યો.

“ મહાત્મા શ્રી ! જેણે બ્રહ્મમય સ્વરૂપ યથાર્થ પણે જાણી લીધું છે. તે કદી અનીતિમય જીવન ગુજારે તોપણ આપની માન્યતા પ્રમાણે તેને કોઇપણ પ્રકારનો દોષ લાગુ પડતો નથી. એ શું યોગ્ય છે ? ” જીજ્ઞાસુ વૃતિથી મહીલાએ પુછ્યું.

“ દેખ રાની ! બ્રહ્મ સે બ્રહ્મ મીલકર જો કાર્ય પેદા હોતે હૈ ઉસમે કુચ્છ દોષ નહિં હૈ. યે બાત દૃષ્ટાંત બીન તેરા મગજમેં ઠસાનાં બહોત મુશ્કીલ હૈ; જબ સુનીયે. એક નગર શેઠ બહોત ધર્મીષ્ટ થા. ઉસકી પત્નિ બહોત ભક્તિમાન થી. એકદા કોઇ સંત પુરૂષ ઉસકે વહાં જા કર વેદાન્ત જ્ઞાનકો ચર્ચાને લગે. નગર શેઠ અપની દુકાનમેં જરૂરી કાર્ય હોનેસે વહાંસે ચલાં ગયા; જબ શેઠાની ઓર મહાત્મા એકીલા થા. શેઠાની બડી રૂપવંત થી. ઉસકા અદ્ભુત રૂપ દેખકર મહાત્માકા હૃદયકો વો રૂપ પર મોહ પેદા હુવો !

જબ મુનોને કહા ! દેખ શેઠાની ! યે સબ વ્યવહારીક જંજાળ પ્રપંચ ઔર મીથ્યા હૈ. ઇસીસે છુટનેકા ઉપાય મહાત્માકી સેવા હૈ. હમ ત્હેરે પર બ્હોત પ્રસન્ન હુવા હૈ. ઔર તેરેદો કર્મસેં મુક્ત કરને કે વાસ્તે હમ ઇધર આયે હૈં; તબ હમેરે દેહસેં તેરે અંગકો મીલા દે. ઔર હમેરે આત્માકી સંગ ત્હેરા આત્માકો મીલાદે. તેરા મોક્ષ હોગા. વખત લગાનેમેં કુચ્છ ફાયદા નહિં હૈ. મહાત્માકા બચન પર વિશ્વાસ લા કર શેઠાની કા હૃદય પબીત્ર હો ગયા. ” મહારાજ સચ્ચ કહેતે હૈ ” વો મનમેં બીચારને લગી. બીચાર કરકે મહાત્માકા સંગ લીપટ ગઇ. ઇસ બખ્ત શેઠ આ ગયા. એસા દેખાવ દેખનેસે ક્રોધાવેશમેં આ ગયે લેકીન પૂર્વ જન્મકા સદ્ કાર્યસેં બંધાયા હુવા ઉત્તમ ભાગ્યસેં ઉસકા હૃદયમેં ભી જ્ઞાન પેદા હુવા; સો વોભી મહાત્મા ઔર શેઠાની કો બ્રહ્મ ધારકે સાષ્ટાંગ દંડવત જમીનપે પડકર પ્રણામ કરને લગા. ઔર મહાત્માકા ઉપ-ભોગમેં આઇ હુઇ શેડાનીકા પૂર્વ જન્મકા મહદ્ ભાગ્ય સમજને લગા. ” વિષયાનંદ મહાત્માએ પડદો ખોલ્યો

“ યોગીરાજ ! આવી મલીન વાસના તૃપ્ત કરવા માટેની દુષ્ટ પ્રવૃત્તિને જો ધર્મ—આત્માની ઉત્ક્રાન્તિનો રસ્તો માનવામાં આવતો હોય તો તે તદ્દન મિથ્યા છે. શું બ્રહ્મમય પ્રવૃત્તિ આવી છે ? ” મહિલાએ આશ્ચર્ય પૂર્વક સત્યવિચારોનું પ્રતિપાદન કર્યું.

“ રાની ! ઉસકુ મલીન વાસના કેનાં ઓઇજ મુર્ખતા હૈ. ઇસ બ્રહ્મ રૂપ જગતમે સબહી બ્રહ્મ હૈ, જબ મહાત્માકા હૃદયમેં ઉત્પન્ન ભૈ કામનાં સેં મહાત્માકો દોષ નહિં લગા. કયું કે વો તો બ્રહ્મ હૈ. નિર્લેપ હૈ. જો દેહકા કાર્ય હૈ ઉસકા ફલ દેહકો ભોગવના

પડતા હૈ. ઉસીમેં મહાત્મા કો કયા ? ઇસ કાર્યસેં તો મહાત્માકો અંગદાન દેકર એ શેઠાની પવિત્ર હુઇ. ઔર ઉસકા સબ પાપ નાશ હુવા. ” મહાત્માએ રાણીની શંકાને દુર કરવા પ્રયત્ન કર્યો.

“ યોગિરાજ ! હજી મારૂં મન કબુલ કરતું નથી. ” મહિલાએ નિડરતા પુર્વક જણાવ્યું.

“ રાની ! કયા મ્હેં તેરેકું જુઠ કેતા હું ? એસી સચ્ચ બાતોમેં ગ્લાની ભુત મત હોનાં ચાહીયે ! કયોં કે જબ સારી દુનિયામેં સબ અભિન્ન હૈ—ઐકય હૈ તબ પાપ ઔર પુન્ય, સત્-કર્મ ઔર દુશ કર્મ સ્ત્રી ઔર પુરૂષ, આત્મા ઔર પરમાત્મા સબ અભિન્ન હૈ. જેસે ગહું કે આટેકા રોટી, લડુ, ઔર દુસરા પદાર્થ બનતે હૈ; એ સ્થુલ દષ્ટિમે ભીન્ન દીખાતે લેકીન બાસ્તબિકમેં એક હય. દુધમેં સાકર મીલનેસેં ઉસકી ઉત્તમતા બઢતી હૈ ઇસ તરહ સ્ત્રી કો પુરૂષકા સંગ હોનેસે વો શ્રેષ્ટ હો જાતી હૈ. ફીર દાન દેના તો સબસેં બડા ઉત્તમ કાર્ય. ઇસને બી દેહકા દાન તો સર્વોત્તમ હૈ. ” મહાત્માએ હીમતથી ખુલાસો કર્યો.

બસ થયું. રાણીના વિચારો ડગમગવા લાગ્યા. તેનું જ્ઞાન અપુર્ણ હોવાથી આ ડોળ ઘાલુ મહાત્માની કપટજાળમાં તે બિચારી નિરૂપાયે ફસાઇ પડી. ધર્મ નિમીત્તે ધુતારા પણાનું સામ્રાજ્ય સ્થપાવાથી ભલા ભલા નીતિવાનો પણ ભુલ ખાય છે તો આ બિચારી મહિ-લાનું શું ગજું ?

“ મહાત્મા શ્રી ? આપનું કહેવું યથાર્થ છે. ” રાણીએ સ્મીત હાષ્ય પુર્વક જણાવ્યું.

“ રાની ! તુ બડી ભાગ્યવાન હૈ. તેરા આત્મા પવિત્ર હૈ.

જબ તેરેકો જ્ઞાન પેદા હુવા. જો તુમ બરાબર સમજ ગી હૈ તબતો હમેરે જેસે નિષ્પાપ સ્વાર્થ રહિત મહાત્માકો અંગદાન દેનેસે તુ-મ્હારા જીવન સફળ હોગા. બ્રહ્મત્વકી પૂર્ણતા પ્રાપ્ત હોગી." મહા-ત્માએ પોતાનાં વિચારો સ્પષ્ટાથી જણાવ્યા.

પ્રિય વાંચક ! હવે પછી શું થયું તે ત્હારા સમજ બહાર નહિંજ હોય. ધર્મનાં બ્હાને કેવા કેવા ધતીંગો ચાલે છે, તે માત્ર આ એક સેજ નમુનો છે. હવે પછીની વાર્તા સાથે આપણે કાંઇ સબંધ નથી.

ઉક્ત કથાનુયોગનાં ઉપસંહાર રૂપે કહેવાની મતલબ એજ છે કે આવા ડોળ ઘાલુ કહેવાતા મહાત્માઓ ધર્મનાં બાને વિચીત્ર પ્રકા-રનાં ધતિંગપણાનું સામ્રાજ્ય સ્થાપિ વિશ્વજનોનાં હિતેચ્છુની બદ-લીમાં રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે. અને તેથી પોતાનું કે પરનું તેઓ કોઇપણ રીતે કલ્યાણ સાધી શક્તા નથી.

આવી રીતે દુનિયાનો મ્હોટો ભાગ ધાર્મિક રાગદ્વેષ અને ધતિંગપણાથી જ ભરેલો છે. માત્ર ધર્મની મ્હોટી મ્હોટી શેખાઇ ભરેલી વાતો જ કરી જાણે છે. હજારો લડાઇઓ ઉત્પન્ન કરે છે. પરમાત્માનું સાક્ષાત્કાર કરવાનું શુભ લક્ષણ કે તેવા સ્તુત્ય વિચારે તેમનામાં વાસ કરેલો હોતો જ નથી. સત્ય વસ્તુની હયાતી માટે સ્વાત્મભોગ અર્પણ કરવાની તિવ્ર અભિલાશા સારૂ કોઇપણ જાતનો પ્રયત્ન સેવવાની ઇચ્છા તેઓ કરતાજ નથી.

યોગ શાસ્ત્ર તરફ દ્રષ્ટિ કરતાં એવો ભાસ થાય છે કે—"ઇચ્છો તો આવી મળશે, સંસોધન કરો તો પ્રાપ્ત થશે, અને અવાજ કરો તો તમારા માટે છુટ મળશે." આ દૈવી શક્તિ સ્વરૂપ કિમતી

મહા વાકયોનું યતકિંચીત્ર રહસ્ય સમજવા માટે જો લાગણી, પ્રેમ, અને ઉત્સાહની હયાતિ સ્વિકારવામાં આવે તો સત્ય વસ્તુની ઓળખાણુ આપો આપ થઇ આવે. પરન્તુ " કોને સત્ય વસ્તુની દરકાર છે ? " ધાર્મિક રાગ દ્વેષની મારામારીમાં મરડાઇ રહેલા મનુષ્યો એ શું તેવી દરકાર કોઇ દિવસ કરી છે ? અને જો કરી હોય તો સત્ય વસ્તુની દૈવી શક્તિનું ભાન ન આવે ? કહો કે આવેજ. પરન્તુ તેવા મનુષ્યો ને ' સત્ય ' સિવાયની દરેક વસ્તુઓ જોઇતી હોવાથી સત્યની પ્રાપ્તિ કેમ થાય ?

એક યૂવક સ્વસંગ્રહ સ્થાનમાં વિવિધ પ્રકારની રંગ બેરંગી અત્યુત્તમ કારીગીરીવંત મહાન્ વસ્તુઓ યોગ્ય સ્થળે સ્થાપિત કરવા તનતોડ મહેનત કરી રહ્યો છે. તેવામાં જાપાનીઝ વસ્તુની બાહ્ય સૌંદર્યતા જેવી સૌંદર્યતા પ્રદર્શિત કરનાર કોઇ એક નૂતન વસ્તુ તેનાં જોવામાં આવી; કે સત્વર મો માગ્યા દામ આપી તે વસ્તુ ખરીદ કરી તેને ઉક્ત સંગ્રહ સ્થાનમાં લાવ્યો. પરન્તુ તે વસ્તુ કે તે સંગ્રહસ્થાનની સૌંદર્યતા કોઇને પણુ તે જોવા આપતો નથી; એટલુંજ નહિં પણુ તે સંગ્રહસ્થાનનો પોતે પણુ લાભ લેતો નથી; એટલે કે કોઇ દિવસ ઉઘાડી તેની સૌંદર્યતાથી માનસીક વૃત્તિ ને આનંદ આપતો નથી. આથી પરિણામ એ આવ્યું કે ક્રમે ક્રમે તે દરેક વસ્તુઓ પર ધૂડ અને કચરાનું આવરણુ ઉત્પન્ન થવા લાગ્યું. અને છેવટે દરેક વસ્તુઓની કિમતનો અસ્ત થયો. આવીજ રીતે ધાર્મિક રાગદ્વેષની દેદીપ્યમાન શિખામાં બળી ઝળી રહેલા જીવાત્માઓની અંદર ' સત્ય નામનું તત્વ ' આ જાતની હયાતી ધરાવે છે. શ્રી રામ, શ્રી મહાવીર, શ્રી અરિહંત ઇત્યાદિ પવિત્ર નામોનો ઉચ્ચાર

કરવામાં પણ કેવા પ્રકારનું નિરસપણું જોવામાં આવે છે? તે પણ પ્રત્યક્ષ જણાઇ આવે છે. આવા બાળ જીવાત્માઓને મુખ્યત્વે કરીને દુનિયાના મોજ શોખ ભોગવવાની દરેક વસ્તુઓ જોઇતી હોવાથી માત્ર તેઓ જગતને દેખાડવા–ભમાવવાના ઈરાદાથી જ 'ધર્મ' ને ધારણ કરે છે. અને પછી ધર્મધુર્તપણે વિશ્વમાં ફરે છે. આવા ઢોંગી સ્વાર્થિ જીવાત્માઓ સમાજનું, જ્ઞાતિનું, કે વિશ્વનું કાંઇ પણ હીત સાધી શકતા નથી. પોતપોતાનો એકો ખરો કરવા માટે, વાડા કે સંપ્રદાયના સંકુચીત કુંડાળાની અંદર ગોંધી રાખવા માટે, અને ક્ષેત્ર મર્યાદાની પંચાતો ઉત્પન્ન કરવા માટે 'ન્યાય' વિરૂદ્ધ બની સ્વ આશ્રિતો પ્રત્યે રાગ અને પર આશ્રિતો તથા તટસ્થ રહેનારાઓ પ્રત્યે દ્વેષની તેજુ-લેશ્યા મુકી અનીતિમય જીવન ગુજારવા પાછળજ સ્વ શક્તિનો વ્યય કરવામાં આવે છે.

એક બિજાનાં નામનો ઉચ્ચાર કરવામાં, એક બિજાને બોલા-વવામાં, એક બિજાને આશ્રમે જવા આવવામાં, એક બિજાનાં વિચારોની આપ લે કરવામાં, એક બીજાના કામકાજો કરવામાં, એક બીજાને ત્યાં જમવા જમાડવામાં, એક બીજાની સાથે ભળતા પણું બતાવવામાં, અને એક બિજાને સ્તુત્ય કાર્ય પરત્વે યોગ્ય સ-હાયતા આપવામાં, રાગદ્વેષની દુષ્ટ પ્રવૃતિ રૂપ અગ્નિમય ચીણગારી મુખ્ય પાત્ર તરીકે પાઠ ભજવી તેનાં આશ્રિતોને દુર્ગતિનું ભાજન બનાવે છે.

કેટલાએક જીવો ત્રુટ–ખૂટ નીતિના સેવનથી સત્યાવલંબીપણે, ધાર્મિક બુરખો પહેરવાથી ધર્મિપણે, અને તપનાં બાનાથી તપસ્વિ પણે વિખ્યાતિ પામે છે; છતાં જેમ ઘુડ નામનું પક્ષી સૂર્યનાં મહાન

પ્રકાશને જોઇ શકતું નથી; એટલુંજ નહિં પણ તે " પ્રકાશ " ને પોતાની સમાજમાં નિંદનીય માને–મનાવે છે તેમ ધુડ જેવી વૃત્તિ વાળા જીવાત્માઓ મતભેદ–પક્ષભેદની આંધળી ચક્ષુઓ વડે પવિત્રાત્માઓના સ્તુત્ય પ્રવૃત્તિઓનો 'પ્રકાશ' જોઇ શકતા નથી એટલુંજ નહિં પરન્તુ તેવા અંધ ઓથમીરો સ્વ અનુયાયીઓમાં પવિત્ર પ્રકાશને કલંક રૂપ બનાવી આનંદમાં કાલક્ષેપ કરે છે.

સમાજ, જ્ઞાતિ,અને ધર્મની અવનત્તિમાં,આત્માર્થિ જીવાત્માઓનું અપમાન કરવામાં, અને અભ્યુદયોત્સાહી નર રત્નોપર ખોટે ખોટા આરોપ ઓઢાડવામાં રાગદ્વેષ રૂપિ ચીત્તાની પ્રગટ જ્વાળા એવી તો ત્વરાથી સ્વકાર્ય સાધી લીએ છે કે તેનાં ભક્ષ તરીકે સપડાઇ જનારનાં દુઃખનું વર્ણન પણ થઇ શકતું નથી. સ્તુત્ય સંસ્થાઓને તોડી પાડવા માટે, અવનત્તિનાં અરણ્યમાં અથડાવા માટે, અને જડમુળમાંથીજ મરડી નાંખવા માટે રાગદ્વેષની રાક્ષસી પ્રવૃત્તિ પ્રાધાન્ય પદ ભોગવે છે. અને તેથી કરી તેવા બાળજીવો 'અનંતાનુબંધી' કર્મનાં ઉદય ક્રમમાં આગલ વધી ખુવારીપણાનું અશુભ ચિન્હ સ્વહસ્તે સ્વશિર પર ઓઢી લીયે છે.

મતભેદનાં રાગદ્વેષથી અસંખ્ય જીવાત્માઓનાં વ્યાજબી હક હીમાલયની ખીણમાં ડટાઇ જાય છે, તેની આત્મશક્તિ સમુદ્રનાં એક ખૂણામાં ભરાઇ રહે છે, અને તેની પવિત્રતા પહાડી જંગલોમાની ભયંકર ગુફાઓમાં ગોંધાય રહે છે. જગતનાં વંદનીય મહાન પુરૂષોને પણ રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિએ ચતુરગતિ રૂપ સાંસારીક સિલા પર એવા તો પછાડયા છે કે તેઓને અનતા કાળે પણ શુદ્ધ શાન

પ્રાપ્ત થવી મહા મુશ્કેલ છે. આથી સિદ્ધ થાય છે કે ધાર્મિક રાગ દ્વેષ એ અતિ બુરામાં બુરી વસ્તુ છે.

ન્યાય, નીતિ, ધર્મ, સત્ય, અને સદ્દગુણ વિરૂદ્ધ વર્તન ચલાવનારનો ભાર આ પૃથ્વિ કદી પણ સહન કરી શક્તિ નથી. અને તેથીજ વિદ્વાનોનું કથન છે કે અસત્યનાં ઉદયની સ્થાપનાં કરનાર જગતનો મહાન જબરજસ્ત શત્રુ છે. એટલુંજ નહિં પણ તે આત્મઘાતી મહાન ઠગારો છે.' આવા ઠગ જીવાત્માઓ સત્યાસત્યની સ્થાપ ઉથાપ, વિનય અ વિનયની મારામારી, ભક્તિ અભક્તિની પંચાતો, અને શાન્તિ અશાન્તિની લોલુપતા વડે અનંતા જીવાત્માઓને કર્મ બંધનનાં કારણભુત બને છે.

રાગદ્વેષ ! એ ધર્મ ધૂતારા રાગદ્વેષ !! તેં અમારા ધર્મનું, સમાજનું, જ્ઞાતિનું, અને છેવટે આખા વિશ્વનું ઉભયકર વડે આત્મભોગ રૂપિ લોહી પીધું, પ્રેમ અને ઉત્સાહની હિમાયતી રૂપિ હાડ નળીઓ ખોખરી કરી, અને 'સેવા' સદ્દગુણનાં દિવ્ય અંશની માન્યતા રૂપિ માંસનાં લોચાઓને વાકયબાણનાં વજ્ર પ્રહારથી ચકચુર કર્યા. છતાં પણ અરે એ નિષ્ઠુર નિર્લજ રાગદ્વેષ ! તને આત્મ શાન્તિ કેમ પ્રાપ્ત થતિ નથી ? અમારા સંતપુરૂષોને સંતાપનાર, પંડીત વિદ્વાનોને પછાડનાર, બાહોશ વકતાઓને ભસ્મિભૂત કરનાર, અને અનંત જીવાત્માએની જીંદગી ઝેર કરનાર મદમસ્ત રાગદ્વેષ ! અરે એ કુર ઘાતકી હૃદયનાં મદોન્મત સાંઢ રૂપિ રાગદ્વેષ !! હજી પણ ત્હારી રોશમય તિક્ષણ દ્રષ્ટિ કેમ અદ્રષ્ય થતિ નથી ? અનંત ભવરાશિમાં ભટકાવનાર, ધર્મ માર્ગથી વિમુખ કરાવનાર, અને સદ્દવર્તનથી ચુકાવનાર એ નફ્ટ નમેરી રાગદ્વેષ ! અરે એ કાળા કર્મ

કરનાર કામાંધ રાગદ્વેષ ! ! હજી પ્રણુ ત્હારી સત્ય વિરૂદ્ધ શમશેર ત્રસ્ત થઇ નથી કે શું ?

રાગદ્વેષ રૂપિ ઓ ધર્માંધ યોદ્ધા ! હવે તો હદ થઇ. ભાઇ ! હવે તો પલો છોડ ! અરેરે ત્હને પ્રાલવ પાથરી પાથરીને સ્તવુંછું કે હવે તો પલો છોડ ! ! ભાઇ ! ત્હારી મોહજાળમાં ફસાઇ પડતા મીત્ર ભાવનાં ભુમીમાં ભરાઇ પેઠી, સમક્તિની સુંદર સરિતા અદૃષ્ય થઇ ગઇ, સ્તુત્ય પ્રવૃત્તિ પવનનાં સુસવાટા ભેગી ચાલી ગઇ, અને પારમાર્થિક જીવન જહાનમની ખાડીમાં સદાને માટે પોઢી ગયું. ભાઇ ! જેઓ ત્હારી ઇન્દ્ર જાળમાં ફસાયા નથી તેજ પરમસુખી છે. બાકી તો ઘાણીનાં બેલની માફક અનંત માતાનાં નિગોદમય ગર્ભાવાસમાં પુનઃ પુનઃ સ્થાન પ્રાપ્ત કર્યાજ કરે છે.

રાગદ્વેષનું યથાર્થ સ્વરૂપ જાણુવામાં—અનુભવવામાં ન આવે ત્યાંસુધી ધાર્મિક કર્ત્તવ્ય, પુણ્યમય વૃતિ, દાનની તિવ્ર અભિલાષા, દયાનો પ્રાદુર્ભાવ, ત્યાગી જીવન વૈરાગ્યમય ભાવના, યોગક્રિયા, સાધુત્વ, અને સૈન્યસ્ત વિચારો વિગેરેનું પરિણામ લુણ વિનાનાં અનાજ જેવું નિરસ જ સમજવું.

જેમ રોગી મનુષ્યો વિચીક્ષણ વૈદ અને બાહોશ ડીગ્રીમય ડૉકટરની કીમતી ઔષધીનું સેવન કરતા તે વૈદ અને ડોકટરની સલાહ મુજબ વિકારી વસ્તુઓનો પરિત્યાગ ન કરે અને બરાબર પરહેજી પાળે નહિં તો તે ઔષધીથી રોગ નાબુદ થતો નથી; પણ ક્વચિત તે રોગ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. તેમ રાગદ્વેષ રૂપિ સનેપાતનો રોગ જેને લાગુ પડયો છે તે સદ્‌ગુરૂ રૂપિ વૈદ તથા ડૉકટરનાં વચનામૃત રૂપિ ઔષધીનું સેવન કરવા મથે પરન્તુ જ્યાં

સુધી અજ્ઞાન, અંધશ્રદ્ધા, અને પક્ષપાત રૂપિ વિકારી વસ્તુની પરહેજી પાળતા ન આવડે ત્યા સુધી સદ્‌ગુરૂની હિત શિક્ષા રૂપિ દવાથી અનંત કાળનો વિષમ ભાવ રૂપિ રોગ અદ્રષ્ય થતો નથી.

જે સ્થળે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિનું સામ્રાજ્ય સ્થપાઇ રહે છે તે સ્થળે કારૂણ્ય ભાવના,ધાર્મિક પ્રવૃત્તિ,આત્મોન્નતિ ઉત્સુકતા,અને મોક્ષાભિલાષીપણું ટકી શકતું નથી.મતલબ કે ઉપરોક્ત સદ્‌ગુણોનો તે સ્થળે દુષ્કાળ પડે છે.કેટલાએક કહેવાતા મોક્ષાભિલાષીઓની એવી માન્યતા હોય છેકે ચૌદ પ્રકારની વિદ્યાનું પઠન પાઠન કરવું અને કરાવવું,તથા ભાષા જ્ઞાનનો અનુભવ લેવો અને લેવરાવવો તેમાંજ મોક્ષ સમાએલુ છે. આ માન્યતા તદન બિન પાયાદાર અને ખોટીજ છે. માત્ર તે બુદ્ધિ પુર્વક યોજાએલ કલ્પનિય ભાવના છે. પરન્તુ સત્ય સ્વરૂપ નથી. મોક્ષનું સાધન બાહ્ય ડોળ કે બાહ્ય વિદ્યા નથી પણ આંતરીક શુદ્ધતાપુર્વક તત્વમય સુંદર વૈરાગ્ય છે. જેમ ક્ષુધાનું સાધન અનાજ, તૃષાનું સાધન પાણી, અને રોગનું સાધન ઔષધી છે; તેમ મોક્ષનું સાધન મોહ માયાની વાસના–ઇચ્છા–લોલુપતા નથી પણ સત્યનું સ્વરૂપ યથાર્થ સમ્યક્ બુદ્ધિએ સ્વિકારી તેનાં સ્તુત્ય કાનુનો પ્રમાણે કર્ત્તવ્ય પરાયણ બનતું તેજ છે.

આ જગતમાં સત્ય ધર્મ અને સત્ય જ્ઞાનનો ઉભય સંયોગ કોઇ વિશુદ્ધ પ્રણામી અને હળુકર્મી જીવને અનાદિ અખંડ–અભે સ્વરૂપે વિશ્વ તળમાં વારી પ્રવાહરૂપે વિદ્યુત્ ચમત્કાર જેવો ભાસ માન થાય છે. પરન્તુ જયારે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિ ભયંકર સ્વરૂ ધારણ કરે છે, ત્યારે ઉપરોક્ત ઉભય સંયોગ વચ્ચે ભિન્નતા નામન રાક્ષસી પ્રવેશ કરે છે. આથી પરિણામે પવિત્ર સત્ય ધર્મની અવ

નત્તિને નિહાળવાનો દુઃપ્રસંગ આવી મળે છે. જેને લઇ બાળજીવો ધર્મ અને ગુરૂની તારક સંજ્ઞામાં સ્વ આત્મશક્તિને ભસ્મિભૂત કરે છે એટલુંજ નહિં પરન્તુ અનંતો સંસાર વધારી ભવબંધનનાં મહાન અસહ્ય કષ્ટો ભોગવે છે.

અઢીહજાર વર્ષોમાં હિંદભૂમિની અંદર અનેક ધર્મ, મત, અને પંથો પ્રગટ થયા છે. તે સર્વના અનુયાઇઓ આપસ આપસમાં એક બિજાના વિચારોની આપલે કરી સંયુક્ત બળ વધારવાને બદલે ધર્મ દ્રોહ કરી ઘાતકબળ પ્રસારવા રૂપી સંવાદમાં રચ્યા પચ્યા રહી અહં શ્રેષ્ટં શ્રેષ્ટની સ્થાપના કરવારૂપી ફળમાં જીવન પસાર કરે છે. સત્ય શું ? સત્યનું કારણ શું ? લક્ષણ શું ? લક્ષ્ય શું ? વિશેષ્ય–વિશેષણ શું ? ઇત્યાદિ શોધનમાં જીવન આવા પુરૂષો ગાળતા નથી; અને કદિ કોઇ વિરલ પુરૂષ દર્શાવનાર હોય તો તે સ્હામે કુયુક્તિ, ડોળ આદિ પ્રપંચ જાળ પાથરી યેનકેન પ્રકારે સત્યવક્તા કે વિચારકને અતો ભ્રષ્ટ તતોભ્રષ્ટ કરવા માટે મારસલાના કાયદાનો ઉપયોગ કરવા સુધી પણ શરમાતા નથી. જેમકે આગેવાનોને નીતિમાર્ગ કહેવામાં આવે તો કહેનારને જ જ્ઞાતિ બહાર મુકે છે, શ્રી સંઘના અગ્રણીને ધર્મ માર્ગ કહેતાં સંઘ બાહેરનું શસ્ત્ર ઉગામે છે, અને ગુરૂ મહારાજને તેમનાં દોષિત કાર્યોને માટે કહેતાં ઇજતથી બેહાલ કરવાનું પણ ભુલતા નથી. આવા દાખલાઓ ઘણી ઘણી વખતે જોવાય છે.

રાગદ્વેષની રોષમય તિક્ષણ દૃષ્ટિના વિકારી ભાવથી ઉત્પન્ન થતા મનુષ્યોનાં કુકર્ત્તવ્યો જાનવરનાં કર્ત્તવ્યોને પણ લજ્જાસ્પદ બનાવે છે. ક્રૂર આશયવડે દુષ્ટ પ્રણામથી નિર્દયતા પૂર્વક આત્માર્થિ જીવાત્માઓને રંજાડવામાંજ સદાચાર માનવામાં આવે છે. અને

કેવળ નામધારી મુનિઓ, સન્યાસીઓ, લિંગધારીઓ, બ્રાહ્મણો, અને ટુંકામાં સર્વ મનુષ્યો સ્વ ફરજને વિસારી મુકી કેવળ આજીવકાના આશયે શ્વાન યુદ્ધમાં રચ્યા પચ્યા રહે છે. (અપવાદ).

બાહ્ય આડંબર તરીકે ટીલાં, ટપકાં, અને માળાઓ ધારણ કરી; તેમજ મુહપતિ, રજોહરણ, અને કટાસણાં—પથેરણાંનો માત્ર દેખાવ કરી

ભગત ભલા, ઔર દાનત બુરી;
મુખમેં રામ, ઔર બગલમેં છૂરી.

એ પ્રમાણે ડોળ ઘાલુ ભક્ત સ્વ સમાજમાંના વિશ્વાસુ ભોળા જીવાત્માઓને ઠગવાની ઠગબાજી રચે છે. અને આંતરીક મલીનતાને છુપાવવા અને સારા દેખાવાના આડંબર તરીકે મધુરી ભાષાની કૃત્રીમ જાળ પાથરી વિકારી ભાવનાવડે ભદ્રિક પરિણામિ જીવાત્માઓની જીવનશક્તિ—આત્મશક્તિનું સત્યાનાશ કાઢે છે.

રાગદ્વેષની કૃતિ સ્વ આશ્રિતોને ઘણી વખતે કોઇ દિવ્ય પ્રવાહ સામે તેનાં હૃદય દ્વાર બંધ કરી તેની ઉંચ શક્તિઓનો વિકાસ થતો અટકાવવા સાધનભૂત બને છે. તેવા જીવાત્માઓ એરણની ચોરી કરી સોયનું દાન દેવા માટે કહેવાતા મહાશયનું સ્વરૂપ ધારણ કરી જગતની ખોટી કિર્તીમાં અત્યાનંદ માને છે: એટલુંજ નહિ પરન્તુ અનીતિમય જીવન ગુજારી લાખો રૂપિઆ જમાવ્યા પછી થોડાએક સેંકડાઓનું માત્ર કિર્તીદાન કરી છાપરે ચ્હડીને નિહાળે છે કે હવે મ્હારાથી સ્વર્ગનું વિમાન કેટલું દુર રહ્યું? પણ શું તેથી કાંઇ સ્વર્ગ મળી શકે કે? ખાલી ધર્મીપણાનો ડોળ કરી પાપનાં પોટલાઓ વ્હોરી લેવાથી શું સ્વર્ગ રસ્તામાં પડ્યું છે? કે સત્વર

આવી મળશે ! પોતાનામાં પોલંપોલ હોવા છતાં બાહ્ય દેખાવનાં ભડકામાં ભોળા જીવોને હોમી દઇ સ્વકાર્ય સહેલાઇથી પાંર પાડનાર માનવ રાક્ષસોને હજુ સ્વર્ગનો ચાંદ મળવાને ઘણી વાર છે. આવી પાશવં વૃત્તિવાળા મનુષ્યો અનેક દોષોથી દુષિત હોવા છતાં ગુણીરૂપે વિશ્વ વિખ્યાત બની સ્વ આત્માને, તેનાં અંધ પરિક્ષકોને, અને મુગ્ધ આશ્રિતોને ભવ સમુદ્રમાં ચોમેર ભમાવી દુ:ખી કરે છે આવા અકલનાં દુશ્મનોને સ્વ કરણીનાં ફળ આજ ભવની અંદર જોવાનો ટાઇમ પ્રાપ્ત થતા અનેક જાતની ઉપાધી સ્વહસ્તે વ્હોરવી પડે છે. છતાં રાગદ્વેષ અને મોહજાળની શું પ્રબળતા છે કે તેવા નિચ આશયવાળા મનુષ્યો ( મડદાઓ ) રાગદ્વેષથી અલગ થતા નથી.

આવા નામધારી મનુષ્યો વિચીત્ર વિપત્તિઓનાં વાદળા મધ્યે ગુંગળાઇ રહ્યા છતાં, માત્ર નજીવા સ્વાર્થને માટે પ્રપંચ જાળ પાથરી સત્યાવલંબી મહાત્મા પુરૂષોને અરે એટલુંજ નહિં પરંતુ સર્વજ્ઞને પણ ઠગવાની ઠગબાજી રચે છે. આથી અહર્નિશ આવા દુષિત ચેપ ને લઈ પાયમાલીનો પવન ચોમેર ફુંકાવા લાગ્યો છે; જડક્રિયા, શુષ્કજ્ઞાન, બાહ્ય આડંબર આંતરીક અશુદ્ધતા, વિનય વિવેચક શક્તિનો અભાવ, પરિક્ષક બુદ્ધિનો અસ્ત, અયોગ્યતાનો આદર, યોગ્યતાનું અજ્ઞાન, અને અસુભ તત્વો હયાતી ધરાવે છે; તથા કૃતઘ્નતા, આડાઇ, મૂર્ખપણું, અને દુષ્ટ પ્રણામના વેગનો અંધકાર આચ્છાદિત થાય છે.

ટાપટીપવાળા વિચાર સૂન્ય ક્રિયામાં,પ્રવૃત્તિમાં,અને માની લીધેલા આચાર વિચારમાં લાગી રહેલા જ્ઞાન રહીત મનુષ્યોને સત્યનું યથાર્થ સ્વરૂપ સમજવું અતિ દુશ્કર થઇ પડે છે. આથી રાગદ્વેષની પંચાતો ઉત્પન્ન થાય છે.

કોઇએક ઉભય ચક્ષુઓથી અંધ મુસાફર રસ્તામાં વહેતી મહાન સરિતાનાં એક કિનારેથી બીજે કિનારે જવા સારૂ તલ્લપાપડ થઇ રહ્યો હતો. પરન્તુ સરીતાનાં અગાઢ જળને લઇ કોઇપણ જાતની કારી નહિં ફાવતા છેવટે નિરૂપાયે સરિતા ટટ પાસેનાં એક વૃક્ષ નીચે વિશ્રાન્તિ લેવા બેઠો. તેવામાં ચાંચીઆ લોકોની એક હોડી ત્યાં આવી પહોંચી. સામેનાં વૃક્ષ નિચે કોઇએક મુસાફર કોઇપણ જાતનાં જોખમનાં ચિન્હ સહિત બેઠો છે; એમ જાણી તે ચાંચીયા લોકોમાંનો એક આદમી હોડીમાંથી ઉતરી તેની પાસે જઇ કહેવા લાગ્યો કે—

" પંથીક ! તમે કોણ છો ? અને આમ ક્યાં સુધી જાવું છે ? " ચાંચીયાએ વક્ર દૃષ્ટિમય ચિકીત્સા પૂર્વક પ્રશ્ન કર્યો.

" ભાઇ ! હું જાતનો ગરાસીયો છું. અને જહાજપૂરથી સેતાનપૂર જવા માટે નીકળ્યો છું, પરન્તુ રસ્તામાં નદી આવવાથી હવે સેતાનપૂર જવાશે કે કેમ તે વિચારે મને ભ્રમીત બનાવ્યો છે. પણ ભાઇ ! તમે કોણ છો ? અને આ જંગલમાં શા માટે આવવું થયું ? " અંધ મુસાફરે સરળતા પૂર્વક જણાવ્યું.

" ભાઇ ! હું એક હોડી વાળો છું. મારી સાથે ઘણાં માણસો છે. અમો આ સરિતામાંથી હોડી માર્ફતે પસાર થતા હતા. તેવામાં તમોને જોવાથી મને દયા આવી કે આ મુસાફર આ નિર્જન જંગલમાં નદી કીનારે શા માટે બેઠો હશે ? તેથી અમો સર્વ હોડી લઇને અત્રે આવ્યા છીએ; તમો જરા પણ ચિંતા કે અફસોસ કરશો નહિં. હમણાંજ તમોને હોડી મારફતે સામે કીનારે પહોંચાડી આપું છું. " ચાંચીયાએ તપાસ કરતાં કાંઇપણ ખાજ હાથ આવવા

નાં સંભવ વડે ઈન્દ્રજાળ પાથરી.

"ભાઇ ! સારૂં થયું કે તમો આવી પહોચ્યા.નહિંતર મારી શું સ્થિતિ થાત. જરૂરી કામ પ્રસંગેજ નિકળવાનું થયું છે. તમારી મારા પ્રત્યેની ભલી લાગણી માટે ઉપકાર માનું છું." અંધ મુસાફરે સ્મિત હાસ્ય વૅક જણાવ્યું.

ચાંચીઆનાં મિષ્ટ વચનોથી લોભાઇ વિશ્વાસે અંધ મુસાફર હોડીમાં બેઠો. કે તુરત ચાંચીઆ લોકોએ તે હોડીને રવાના કરી, હળવે હળવે આપણાં અંધ મુસાફરને મધુર વચનોથી સંતુષ્ટ કરી તેના હૃદયની વાત જાણુવા માટે ચાંચીઆ લોકો પ્રયાસ કરવા લાગ્યા. છેવટે આની પાસે કાંઇપણ ઝવેરાત છે એમ ચોકસ રીતે તેઓના જાણુવામાં આવ્યું. તેથી તે લુંટારાઓમાંનો એક લુંટારો પોતાનાં સ્નેહીઓ પ્રત્યે કહેવા લાગ્યો:—

" કેમ અબદુલ ! હવે આને લુંટી કારવી આ નદીમાં ફેંકી દેશું ? " જાલમ નામના લુંટારાએ પ્રશ્ન કર્યો.

" એવું અઘટીત કાર્ય કરવું બ્યાજબી નથી; પરન્તુ તેને ભોળવી કરી તેની પાસેથી સર્વ ઝવેરાત લઇ લેવી. અને પછી કોઇ એક ઉજડ પ્રદેશમાં ઉતારી દેવો. " કમાલ નામના ચાંચીઆએ પોતાનો આ અભિપ્રાય સંજ્ઞા અને ઇસારતથી જણાવ્યો.

" નારે ભાઇ ના. એમ કરવાની શું જરૂર છે ? ટાઢે પાણીએ ખસ જાતી હોય તો ઉના પાણીની કશી પણ જરૂર નથી. અડધે રસ્તે જઇ તેને કેશું કે, આ સામે કાળ ભેરવની ટેકરી આવી. એ ટેકરી પર ચડીને જે કોઇ આ નદીમાં જંપાપાત કરે છે તે સ્વર્ગે જાય છે. પૂર્વે ઘણાં માણુસો તેમ કરી સ્વર્ગમાં સીધાવ્યા છે. અને

એટલી હીમત ન હોય તો ફક્ત આ સ્થળે સ્નાન કરીને પોતાની મીલકત ખેરીઆતમાં આપી દીયે તો પણ સ્વર્ગ લોકમાં જાય. આથી તે અંધ મુસાફરને આ ભવમાં દુઃખથી કંટાળો આવેલો હોવાથી ઉક્ત શિખામણ માનવા તત્પર થશે અને આપણું કાર્ય સહેલાઇથી પાર પડશે. " ફજુલ નામના લુંટારાએ દ્રઢતા પૂર્વક અંગચેષ્ટા કરી સમજાવ્યું.

ફાજુલની સલાહ સર્વને યોગ્ય જણાવાથી અડધે રસ્તે હોડી પહોંચતા સર્વ ચાંચીયાઓએ ઉપરોક્ત શબ્દ જાળ પાથરી દીધી. અંધ મુસાફર તેમાં મોહી પડયો. છેવટે લુંટારાઓ પોતાનાં કાર્યમાં ફાવ્યા અને તે અંધ મુસાફર હાથ ઘસતો થયો.

પ્રિય વાંચક ! ઉપરોક્ત દૃષ્ટાંત મહાન ગંભીર અને અર્થસુચક છે. રાગદ્વેષને અવલંબી રહેલા જબરજસ્ત લુંટારાઓ બિચારા બાળ જીવાત્મા રૂપિ અંધ મુસાફરને પોતાની કપટ જાળમાં ફસાવી છેવટે તેની જ્ઞાન સંપત્તિનું હરણ કરે છે. જ્યાં ત્યાં ' હું ' અને ' મારા ' પણાનું સામ્રાજ્ય સ્થાપિ અનીતિમય પ્રવૃત્તિ ગુજારવા જરા પણ આંચકો ખાવામાં આવતો નથી. હું જે કરૂં, જે બોલું, જે રચું, જે સંબોધું; અને જે સ્થાપું તેજ "સર્વ સાચું જ છે." બાકી સર્વ ખોટું જ છે. આવી ભ્રાન્તિ સર્વત્ર સ્થળે ' ભું ભું ' કરી રહી છે. રહેણી કહેણીની ઐકયતા આરબી સમુદ્રના એક ખુણામાં ભરાઇ પેઠી. અને ઉત્સાહમય સ્તુત્ય પ્રવૃત્તિનો દુષ્કાળ પડવાથી ચોમેર હાહાકારનું રણાંગણું ગાજી ઉઠયું.

દરેક સમાજો અને સંપ્રદાયોનાં મૂળ ઉત્પાદક મહાન ધર્માચાર્યોએ બહુધા ધર્મરૂપી દિવાલ એવી તો એકાંત નિષ્કામ ભાવે

સ્વપરનાં કલ્યાણાર્થે સુંદર કારીગીરી સહીત ચણી હતી, કે તેમાં સર્વત્ર તે વખતે શાન્તિમય પ્રકાશ દેદીપ્યમાન થઇ રહ્યો હતો. અને એક બીજાના વિચારોની આપ લે કરવા સારૂ વિશાળ દ્રષ્ટિએ, સરળ સ્વભાવે, ભદ્રિક પરિણામે એવી તો સૌંદર્યતા પ્રદર્શિત કરી હતી કે સર્વત્ર સ્થળે તેવા ધર્માચાર્યોનાં યશોગાન ગાવાનો લાખો મનુષ્યોને કીમતી સમય પ્રાપ્ત થતો હતો. પરન્તુ રફતે રફતે સ્વાર્થાન્ધતાની પ્રણાલીકા વધતી જવાથી રાગ દ્વેષનાં અવલંબન વડે તે જાહોજલાલી હવે ફલી હોદક ખાડીમાં જતી રહી. આથી પરિણામ એ આવ્યું કે ઉપરોક્ત ધર્મ રૂપિ દીવાલ ધર્માંધ પણાનાં શ્યામ ડાઘોથી નિસ્તેજતાને પ્રાપ્ત થવા લાગી.

પ્રિય વાંચક વૃંદ ! હવે હૃદયની વરાળ કેટલી કાઢવી ? જો લખવા બેસીયે તો આપણી અવનત્તિનાં ઘણાં ઇતિહાસીક ગ્રંથો લખાય. પણ હવે સમાજ સ્થિતિ, ધર્મ સ્થિતિ, અને આપણુની દ્રષ્ટિએ આવતી સ્વપરની અથવા આપણા તારક શિરછત્રેની સ્થિતિ એવી તો કફોડી બની ગઇ છે કે તે તરફ દ્રષ્ટિપાત કરવામાં એ કેમ જાણે આપણે દોષિત બનતા ન હોઇએ ? કરણ કે શુભેચ્છક તરીકે આપણુનું કર્ત્તવ્ય શુદ્ધ નિષ્ટાથી બજાવતા જ્યારે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિનો લય થશે, ત્યારેજ શુદ્ધ વૈરાગ્યમય જ્ઞાન અને સ્તુત્ય વૃત્તિ પ્રવૃત્તિ ઉત્પન્ન થશે. અને ત્યારેજ વિતરાગ દશાનો સાક્ષાત્કાર થશે.

જેમ કાચના કકડાનું યથાર્થ સ્વરૂપ જાણનાર યુવક તેની કિંચીત માત્ર પણ દરકાર કરતો નથી. તેમ રાગ દ્વેષમાં મોહી પડનાર બાળ જીવાત્માઓને જ્યારે તે રાગદ્વેષનું યથાર્થ સ્વરૂપ સમજાસે.ત્યારે પછી

તે જીવાત્માઓ રાગદ્વેષની જરા પણ પરવા રાખશે નહિં એ નિર્વિવાદ છે, પરન્તુ જો તેવો સત્ સમાગમ મળે તો. નહિતર ધાણીના બેલની માફક એ ને એ પ્રવૃત્તિમાં સપડાવું પડે છે.

જેમ કોઇ મૂર્ખ અને અકલનો ખાં મનુષ્ય બોરડીનાં ફળ લઇને ચિંતામણી રત્ન આપી દીયે છે; તેમ રાગદ્વેષમાં રચી પચી રહેલો જીવાત્મા ' સત્ય ' નામનાં ચિંતામણી રત્નને હારી જાય છે, જેને ' સત્ય ' તત્વની કદર નથી તે બિચારાથી કલ્પવૃક્ષ જેવો અમૂલ્ય ધર્મ સાચવી શકાતો નથી.

જે રાગદ્વેષથી વિમુખ બની સહજ ગુણસંપત્તિને ગ્રહણ કરવા જીજ્ઞાસા દર્શાવે છે, તેમાં મગન બની આનંદમાં મ્હાલે છે, અને તેમાંજ સ્થિરતા, અનુભવ, તથા જાહેર હિંમતનું સેવન કરે છે, તે બાહ્ય દોષમય પ્રવૃત્તિમાં મુંઝાતો નથી. તેવા જીવાત્માઓ સંકલ્પ વિકલ્પમાં ગોથા ખાતા નથી, શાન્ત ચિત્તથી સ્વભાવમાં રમણ કરે છે, મન અને ઇંદ્રિઓનાં વિકારોને સિથીલ બનાવે છે, સંતોષી બની વિષયાદિકથી ક્રમે ક્રમે દુર ખસે છે, આત્મા નિર્વિકલ્પ અને નિર્મોહી છે એમ જાણી જગતનાં પાસમાં લેપાતો નથી, નિઃસ્પૃહતા ધારણ કરે છે, સારાસાર વડે દુષ્ટ પ્રવૃત્તિનો નાશ કરે છે, સુખ દુઃખમાં સમદર્શિ બને છે, નિર્ભયતાથી જાહેર હિંમતનું સેવન કરે છે, આત્મશ્લાધા કે પરનિંદા ત્હેને પસંદ પડતી નથી તત્વદષ્ટિએ વસ્તુનું વસ્તુત્વ જાણે છે, આત્મામાંજ સકળ સમૃદ્ધિની શ્રદ્ધા વિદ્યમાન તરીકે માને છે, અને કર્મનું યથાર્થ સ્વરૂપ જાણી સમજી સુભાસુભ કર્મનાં ઉદયે સમતા ધારણ કરે છે. આવી વૃત્તિવાળાઓજ ધર્મ વૃક્ષની સીતળ છાંયાનો લાભ લઇ શકે છે.

રાગદ્વેષ રહીત હોય તેજ સદ્‌ગુરૂ, સત્યધર્મ, સત્ય પરમાત્મા, સત્ય ઇશ્વર, સત્ય સમદૃષ્ટિ, અને સત્ય મહાત્મા કહેવાય છે. રાગ દ્વેષની વિમુખતાને લઇ સમભાવ, મૈત્રિભાવ, દમનભાવ, ક્ષમાભાવ, દયાભાવ, અને દીનતાભાવ પ્રગટ થાય છે. જે આત્માર્થિ જીવાત્માઓ રાગદ્વેષની હોળીપર પવિત્રતાનું પાણી છાંટી સીતળતા ગ્રહણ કરે છે; તેજ મુનિઓ, સાધુઓ, સન્યાસીઓ, ચતુર્વિધ શ્રી સંઘ અને તિર્થ કહેવાય છે. **સત્ય ધર્મની પ્રાપ્તિ સ્થિતિનું સ્તુત્ય વર્ણન રાગદ્વેષ રહીતજ હોવું જોઇએ.**

પ્રિય વાચક ! હવે રાગદ્વેષની પ્રવૃત્તિ પરનાં લક્ષબિંદુને ખેંચી લઇ આત્મોન્નતિ દર્શક કોઇ સ્તુત્ય વિચાર પ્રદેશમાં રમણ કરવાની ખાસ જરૂર છે. જેમ જેમ કાળનું પરિવર્તન થતું જાય છે તેમ તેમ જો આપણે કુંભકરણની નિદ્રામાંથી જાગૃત બનશું નહિં તો પછી આથી પણ વિષેશ અવનતિનો સમય આવી પુગશે. માટે પુર પહેલા પાર બાંધવાની લાયકાતને નહિં વીસરી જતા ચેતવાની ખાસ જરૂર છે.

આત્મા અજર, અમર, અને અવિનાશી છે. કર્માનુસાર તેને પુનઃ પુનઃ અવતાર ધારણ કરવો પડે છે. મનુષ્ય ફરી ફરીને જન્મ લેછે; અને તે તે જન્મોમાં તેણે પુર્વ ભવાન્તરોને વિષે કરેલા સુભાસુભ કર્મનું ફળ તે ભોગવે છે. આપણામાં પ્રાચીન કહેવત છે કે ' વાવે તેવું લણે ' એ નિયમ અનુસાર આત્માનું અમરત્વ, પુનર્જન્મ, અને સુભાસુભ કર્મનું ઉદ્‌ભવવું બને છે. આમ ધારી, સમજી, અનુભવી જે મનુષ્ય સ્વશિરપર આવી પડેલ વિપત્તિથી નહિં ડરતા પોતાની ફરજ અદા કરવા કટીબદ્ધ બને છે તેજ ભવરાશિમાંથી

ક્રમે ક્રમે મુક્ત થાય છે.

અનંતો કાળ વિત્યા છતાં પણ કર્મ દેવનું કરજ ચુકાવ્યા વિના છુટકબારો થવાનો નથી. જેવા આશયે અને જેવા પ્રમાણે સુભાસુભ કર્મો કર્યાં છે; તેવા આશયે અને તેવાજ પ્રણામે ભોગવવાજ પડશેજ પૃથ્વિ ઉથલ પાથલ થઇ જાય, આભા મંડળ ટુટી પડે, અને મહાસાગર ક્ષારપણું ત્યાગી મિષ્ટ બની જાય તોપણ કર્મદેવ ગમે ત્યાંથી શોધી પોતાનું કરજ વસુલ કર્યાવિના છોડે તેમ નથી. તે કોઇની શરમ, ખુશામત, કે સીફારસ સ્વિકારે તેમ નથી. માટે પ્રિય આત્માર્થિઓ ! વ્યગ્રતા, ચિંતા, નિંદા, વિકથા, પ્રમાદ, આળસ, સંકુચિત્વ, અવ્યવસ્થા અને રાગદ્વેષની હોળીમાંથી બચવા માટે શાંતિ, ધૈર્યતા, સમભાવ, સદુપદેશ, પુરૂષાર્થ, ઉત્સાહ, વિશાળતા, વ્યવસ્થા, વિશુદ્ધ પ્રેમ અને કર્તવ્યપણું ધારણ કરવું જોઇએ.

ધર્મના બ્હાને વિશ્વાસઘાતની કૃત્રીમ જાળમાં આત્માર્થિ જીવોને ફસાવવાની જે ધર્માંધતાની જાળ દૃષ્ટિગોચર થાય છે; ત્હેને જાહેર હિમ્મતવડે કૃત્યાકૃત્યના, સારાસારનાં, હિતાહિતનાં વિચાર પૂર્વક સત્ય વસ્તુનું શોધન કરી સત્ય સંગી કરવામાં પુરૂષાર્થની અશેષ પ્રવૃત્તિ સેવી મોહજાળથી અલગ રહેવું; યાને કોઇને ગુલામીખત ન લખી આપતા સ્વતંત્ર રહેવું, અને ગુલામીનો નાશ કરવો એજ માણસાઇનું કર્તવ્ય છે. સ્વતંત્ર વિચારક થઇ પરમાત્માગમનાં વિશાળ તત્વોનું યથાર્થ પ્રગટ કરવું અને તદ્રુપ બનવું એજ પુરૂષસિંહનું મુખ્યમાં મુખ્ય કર્તવ્ય છે.

રાગદ્વેષનાં સંસર્ગને લઇ કઠોર ભાષાની ઉત્પત્તિ થતા સામા માણસનું હૃદય ખેદ પામે છે. બાણથી વિંધાએલો મનુષ્ય કોઇ

દિવસ ઔષધોપચારવડે બાણના ઘા ને વિસરી જાય છે; પણ વ-ચન બાણનો કારી ઘા જીંદગી પર્યંત વિસરાતો નથી. વચન બા-ણનો કારી ઘા એક વ્યક્તિને નહિં પણ તેનાં આખા કુટુંબને, કુળને, અને છેવટે આખી સમાજને પણ કોઇ વખતે સહન કરવો મહામુસીબત થઇ પડે છે. માટે સમાજ, પ્રજા, રાજ્ય, દેશ, કે વિશ્વમાં કલેશની જવાળા ભયંકર સ્વરૂપ ધારણ કરી ભારે નુકશાની પહોંચાડે તેવી રાગ દ્વેષની મિશ્રભાષાનો ત્યાગ કરવા અને કરાવવા કટીબદ્ધ થવું જોઇએ. કારણ કે એક માણસનું અસુભ થતાં તે અનેકનું અશુભ કરવા પ્રેરાય છે. અને તે ઉત્તરોત્તર ચાલતાં છેવટે આખી સમાજનું સત્યાનાશ વાળે છે. જ્યાં ધર્માંધતા છે ત્યાં ધર્મ ઘેલછા, સ્વાર્થાંધતા, આડંબર, વીચાર સુન્યત્વ, દુષિત વૈરાગ્ય, અને યોગાનુષ્ટાનની ગેરહાજરી રહે છે. અને એ સર્વ સમાજ જ્ઞાતિ, દેશ, અને વિશ્વની અવનતિ સૂચક ચિન્હો જાણી તેની કપટ જાળમાં નહિં ફસાતા ધર્મપ્રેમી, ધર્માનંદ, નિઃસ્વાર્થ વૃત્તિ, સરળતા, સ્વતંત્ર વિચારક, વિશુદ્ધતા, અને યોગાનુષ્ટાનની હયાતી સ્વિકારી 'વિશ્વપ્રેમી' બનવાની ખાસ જરૂર છે.

'જાગ્યા ત્યાંથી સવારમાની' શાસ્ત્રનાં મહાન ગુઢ રહષ્યોને અનુસરવા માટે સ્વાત્મભોગનું બળીદાન અર્પણ કરવાની તિવ્ર ઇચ્છા હવે જાગૃત થવી જોઇએ છીએ; સંપ્રદાયનાં સંકુચીત કુંડળા મધ્યે ગોંધી રાખનાર તે સંપ્રદાયનાં નાયકો પ્રત્યે વાડા બાંધનાર દષ્ટિએ નહિં નીહાળતા તેમ તેનો દોષ પણ નહિં ગણતા તેને સત્યાવલંબી બનાવી તેની ભુલ પોતાની મેળેજ સુધારી શકે એવી સ્તુત્ય વિચાર શ્રેણીનો અનુભવ કરાવવા હવે બહાર પડવું જોઇએ છીએ; અને

રાગદ્વેષમાં રચી પચી રહેલા મુખ્યત્વે કરીને ધર્મ નાયકો પ્રત્યે કોઇ પણ જાતનો દ્વેષ નહિં કરતા સત્યપ્રેમની સહાયતાવડે તેની ભ્રાન્તિ દૂર કરવા હવે કટીબદ્ધ થવું જોઇએ છીએ.

તુંબડાની સહાયતાવડે સમુદ્રનું અસીમ જળ તરી શકાતું નથી પરન્તુ વહાણુ અને સ્ટીમરની સહાયતાવડેજ તરી શકાય છે.— ઇચ્છિત સ્થળે જઇ શકાય છે. તેમ વાડા કે સંપ્રદાયરૂપિ તુંબડું કામ આવે તેમ નથી. ત્યાં તો સંયુક્ત બળની ઇલેક્ટ્રીક પાવરવાળી સુંદર સ્ટીમરની જરૂર છે. માટે તેવી સ્ટીમરોનેં નડતા રાગદ્વેષનાં મહાન જબરજસ્ત ખડકોને પ્રથમ નાબુદ કરી પછી ધર્મનો ધોરી રસ્તો સાફ કરવા આગળ વધવુ જોઇએ.

સત્ય સાસનની વિજય દૂજા સૃષ્ટિનાં સુંદર પટ પર નિર્વિઘ્ન પણે અકૃતિમતા પ્રદર્શિત કરી શકે તેને માટે સત્ય વસ્તુનાં ન્યાય પૂર્વક જે કાનુનો યોજાએલા છે તેને દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને અનુસરી અનુકુળ સંયોગોમાં મુકવાની ખાસ જરૂર છે, જેથી આપસ આ-પસમાં ભ્રાન્તિ, અને શંકાઓને હવે ખારા સમુદ્રમા હડસેલી મારી હાથોહાથ તાંલી પાડતા શીખવું જોઇએ છીએ.

યાદ રાખજો કે હાથમાં ચુડી પહેરી ઘરના એક ખુણામાં બાયલાની માફક ભરાઇ રહેવાથી કોઇ ખરા સુધારાની ટોચે ચડી શકાતું નથી. પણુ જાહેર હિંમત, નિઃસ્વાર્થ પણું અને સ્તુત્ય ઉત્સાહ વડેજ કાર્ય સાધના થઇ શકે છે.

જે જે જીવાત્માઓ નિઃસ્વાર્થ પણે પરના હિતમાં સ્વાત્મભોગ

અને પ્રેમાર્પણ કરવા નિડર પણે કટીબધ્ધ બની આત્મોન્નતિના ઊ-ર્ધ્વક્રમમાં આગળ વધવા પ્રયાસ કરી રહ્યા છે; અને હવે પછી તેવું જીવન ગુજારવા જેઓ પ્રયાસ કરશે તે સર્વનું શ્રી સત્ય પરત્મા કલ્યાણ કરો.

અસ્તુ.

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

## લેખકો અને પ્રકાશકો ને ઉત્તમ તક.

અમો હીંદી અને ગુજરાતી ભાષાનાં ગદ્ય અને પદ્યનાં હસ્ત લીખીત પુસ્તકો, લેખો, વચનામૃતો, અને હેન્ડ બીલ્સો ઇત્યાદિ સાદિ અને સરલ ભાષામાં સુધારી આપવાનું કાર્ય યોગ્ય કમીશન વડે કાળજી પુર્વક ત્વરાથી કરી આપીએ છીએ.

હિંદી ગ્રન્થોનું ગુજરાતીમાં ભાષાન્તર પણ કરી આપીએ છીએ એક વખત કામ પાડી ખાત્રી કરો !

પત્ર વ્યવહાર

મંગળજી હરજીવન ચીતલીયા.

માંગરોળ બંદર

( કાઠીઆવાડ. )

---

# અગાઉથી આશ્રય આપનારાઓનાં મુબારક

## ધોરાજી.

૨૦૦ દાનવીર ગૃહસ્થ શે. સા. કામદાર પોપટભાઇ નેમચંદ

## વેરાવળ બંદર.

૧ શે. સા. નેમચંદ માણેકચંદ જોડીઆવાળા.
૧ ,, ,, ખુશાલભાઇ તલકચંદ હા. જેઠાલાલભાઇ.
૧ ,, ,, કલ્યાણજી દેવચંદ હા. ચત્રભુજભાઇ.
૧ ,, ,, જેચંદ જેઠાભાઇ.
૧ ,, ,, ગલાલચંદ ગોવિંદજીભાઇ.
૧ ,, ,, ડાહ્યા ખીમજી હા. વનમાળીભાઇ.
૧ ,, ,, નાનજી માવજી હા. ખોડીદાસભાઇ
૧ ,, ,, જેઠાલાલ સુંદરજી રૂપાણી.
૧ ,, ,, દેવચંદ હીરાચંદ કંપાણી.
૧ ,, ,, દેવચંદ હરખચંદ હા. માણેકલાલભાઇ.
૧ ,, ,, લાખાભાઇ હરખચંદ.

## ધારી.

૩ શે. સા. અમીચંદ મોનજી અંબાણી.
૩ ,, ,, હરીદાસ વિ. અમીચંદ અંબાણી.

## પોરબંદર.

૨ સ્થા. પુસ્તક ભંડાર હા. માસ્તર સાહેબ દામજી ફુલચંદ

## ગઢડા.

૨ સ્થા. જૈનશાળા. હા. માસ્તર સાહેબ સોભચંદ તુલસીદ

## જામનગર.

૧ શે. સા. કામદાર જેસંગ હરખચંદ.

## સીપા.

૨ શે. સા. ત્રીભોવન પરસોતમ ધોરાજીવાળા.

## જેતપુર.

૧૫ શે. સા. વકીલ પાનાચંદ લાલજી